# મણી અને મેના.

## અત્યુત્તમ નૉવેલ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ છઠ્ઠી ]   સન ૧૯૧૮.   [ પ્રત ૨૦૦૦.



શ્રી " ભાગ્યોદય " પ્રીન્ટીગ પ્રેસમાં

જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

ખાડીયા—અમદાવાદ.

કિંમત રૂ. ૦-૬-૦

# પ્રસ્તાવના.

પ્રીય વાંચક વૃન્દ ! સુંદર અને રસિક નોવેલનો પછીનો બાકીનો ભાગ આ નોવેલમાં પુરો થાય છે. આમાં સાચાં માણસને દઢ મનથી ચાલતાં આખરે તેને કેવું માન અમ૰ કેવી આબરૂ અને કેવા પૈસા પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે મળે છે, વળી મેનાએ પોતાના ૰તથી ટેક પકડી રાખી તો તેની ધારણા પ્રમાણે હજાગે નુકશાન થયા છતા પોતાની મનોકામના પ્રભુએ કેવી પુરી પાડી? અને આ પ્રમાણે દઢ મનથીજ સુખ પ્રાપ્ત થયું. અને ખરાબ સોબતવાળા માણસોના ખરાબ આચરણથી મણીને ગુણકાને ત્યાં વેચી, છતાં કામાન્ધ માણસેજ તેને પોતામાં હુશિયારી અને ચાલાકી હતી તો સહાય કરી અને તેના તેજ માણસે તેને પોતાને ત્યાં આવી મુકી ગયો તેમજ રસીકને સારી પદવી મળ્યા છતાં પાછળથી લાંચખોરીઆ માણસોની સોબતથી અને તેઓની અસરથી તે લાંચ ખાતાં શીખ્યો અને છેવટ સરકારે તેને બરતરફ કર્યો અને સર્વ માલમતા લુટી લઈ કાઢી મુક્યો માટે સવ બંધુઓએ ટેકથી અને પ્રમાણીકપણેથી ચાલવું કે જેથી સુંદર, મેના અને મણીના માફક આપણું સારૂં પરિણામ આવે જેથી સારાસાર ગ્રહણ કરી લેઇ જેમ મંકોડાઓ માણસને ચટકો ભરે અને પ્રાણ જતાં સુધી પણ છોડતા નથી તેમ સારો બોધ ગ્રહણ કરશો કે જેનો મરતાં સુધી પણ છોડશો નહીં અને ખરાબ બોધ ઉપર બીલકુલ ધ્યાન આપવું નહીં, તેવી મારી વિનંતી છે અને તે પ્રમાણે ચાલી સેવકને આભારી કરશો તથા વાચ્યા પછી વાંચક વૃન્દને યોગ્ય લાગે તેવા સરટીફીકેટો નીચેના આ દાસને મોકલાવી. આપશોજી. એજ.

દાસનોદાસ,

**ગોવિંદલાલ બાલાભાઇ ચોકશી.**

હાળની પોળ—જગાભાઈની પોળ

અમદાવાદ.

# મણી અને મેના.

## પ્રકરણ ૧ લું.

### રસીકલાલનો પ્રવેશ.

રસીક પોતાને ઘેરથી નીકળી રેલ્વેની મેલ ગાડીમાં બેસી થોડા દીવસમાં સુંદરલાલ જે ગામ રહ્યો હતો તેજ ગામ આવી પહોંચ્યો. રસીક બીચારો પરણેલો નહોતો, પરંતુ આ વખતે તેની ઉમર લગભગ ચૌદ વરસની થઇ હતી. તે બીચારો બળતા દવમાંથી (ઘર આગળથી નીકળી) ચંદ્રપુર આવ્યો. તે વખતે તેની પાસે સીલીકમાં ફક્ત પચીસ રૂપીઆ હતા. પરંતુ રસિકને કપડાં પહેરવાનો શોખ અસલથી વધારે હતો તેથી તે વખતે કપડાં ઠાઠમાઠથી પહેરતો હતો. તેને દરરોજ એક વખત ચંદ્રપુર નગરના બજારમાં થઇ જવાનો નીયમ હતો. તેની ચાલ અને રોફ એવો સરસ હતો કે આખા શહેરના લોકો તેને જોઇ દંગ થઇ જતા હતા. શહેરના લોકો માંહોમાંહે એમ વીચાર કરતા હતા કે આ નવો પુરૂષ કોણુ હશે તથા કયાંનો હશે? એવી એવી રીતના દરેક માણસોના મનમાં તેને માટે જુદા જુદા વીચાર થતા હતા, દરરોજ રસીક તે રસ્તે થઇ ફરવા જતો હતો તે રસ્તે એક મોટી હવેલી હતી. તે હવેલીની બારી ઉપર એક છોકરી ખાસ રસીકને જોવાની ખાતર દરરોજ બેસી રહેતી હતી. રસીકને આ છોકરી વિષેનું બીલકુલ ભાન નહોતું, દરરોજ સવારમાં પોતે સીધે રસ્તે ચાલતો. નદી કીનારે બાગમાં હવા ખાવા ફક્ત એક કલાક બેસતો. રસીકને જોઇ હવેલીની બારીએ બેઠેલી છોકરી દરરોજ નવી નવી જાતના ફુલોના કીમતી ગોટા તે યુવાનના ઉપર નાખતી હતી. પરંતુ તે યુવાનને તે ગોટા બીલકુલ અથડાતો નહોતો. તે પ્રમાણે તે છોકરીએ લગભગ એક માસ સુધી જતાં આવતાં બે વખત ફુલોના ગોટા નાંખ્યા કરતી હતી. પરંતુ રસીકને તો આ વાત બીલકુલ ધ્યાનપરજ નહોતી. છેવટે છોકરીએ પોતાના મનમાં વીચાર કર્યો કે મારા હંમેશના નાખેલા ગોટાઓ વ્યર્થ જાય છે, અને આ માણુસ તો બીલકુલ તે તરફ ધ્યાન આપતો નથી. માટે આ કોઇ સાધારણુ માણુસ

જણાતો નથી પણ કોઇ ખાનદાનનો છોકરો જણાય છે ત્યારે તેને કેવી રીતે મળવું, અને કેવી રીતે વાત કરવી ? પરંતુ તેને એક વિચાર સુઝી આવ્યો કે તે જ્યારે જાય ત્યારે તેમના ઉપર ગોટા નાંખી તેમની પાછળ પાછળ જઇ તે કયાં જાય છે, તે મારે એક વખત જોવું જોઇએ. એ પ્રમાણે પોતાના મન સાથે દૃઢ વીચાર કરી લાગલાગટ રસીક પાછળ એક અઠવાડીયું ગઇ. રસીક પણ હરરોજ પગે ચાલતો જતો હતો, અને આ છોકરી પણ પગે ચાલતીજ જતી હતી.

એક દીવસના સમાજોગે એવો બનાવ બન્યો કે રસીક બાગમા ફરવા ગયો, ત્યારે આ છોકરી બાગના ઝાંપા પાસે ઉભી રહીને પોતાના મનમાં વીચાર ગોઠવવા લાગી કે તે બાગમાંથી નીકળવા જાય કે તરતજ તેમને જાણી જોઇ આડું મોં કરી અથડાવું એટલે તેમની સાથે મારે વાતનો પ્રસંગ બરાબર મળશે, અથવા કયાં રહે છે, શું કરે છે, તે જણાઈ આવશે. તેથી પોતે મોં ઢાંકી રાખી બાગના ઝાંપા પાસે ઉભી રહી. રસીક તો કોઇના પણ સામું જોયા વીના એમને એમ ચાલવા માડયું. આ વખતે રસીકે આ છોકરીને જોઈ નહોતી, તેમ તેને કાંઇ જોવાનું પણ કારણ નહોતું, પરંતુ કોઇ સ્ત્રી છે તેમ તેણે જોયું હતું. તેના પહેરવેશ ઉપરથી તેમ પણ જાણ્યું હતું કે આ કોઇ તવંગરની પુત્રી છે. એમ તેને ખાત્રી થઇ હતી. રસીક બાગમાં રાજેતા મુજબ ફરી ચાલવા માડયું. એટલે તેને આ વતો જોઈ આ બાળા તેના સામું ટગર ટગર જોયા કરતી હતી, અને રાહ જોતી હતી કે ક્યારે તે મારી પાસે આવે ને હું તેને અથડાઉં ? અત્યારે લાગ સારો છે તેમ કોઇ જોઇ શકે તેમ પણ નથી. રસીકને ઝાંપામાંથી દશ કદમ દુર આવતો જોઇ તેણે બાગ તરફ જવા માંડયું અને જાણી જોઇ તેને અથડાઇ, તેથી રસીકે આ બાળાને ધીરેથી કહ્યું કે કેમ આખો પગ બીજે કાંઇ મુકીને ચાલો છો કે શું ? તે સાંભળી છોકરી બોલી. મહેરબાન ! વીના કારણે અથડાયા જેથી મને વાગ્યું અને ઉલટા આમ કહો છો એ આપ જેવાને કહેવું ઘટીત નથી. એમ કહી રસીકને ઉલટો ભોંઠો પાડી દીધો, કે જેથી તે તેણીની પાસે માફી માગવા લાગ્યો. આ માફી માગવાથી તે બાળા બોલી કે એમાં તે શું થઇ ગયું કે માફી માગો છો, પરંતુ આજથી આપને કહું છું કે ચિત્ત ઠેકાણે રાખીને ચાલજો તો સારૂં છે, નહિ તો મારી માફક અથડાઇ કોઇને જમીનદોસ્ત કરી નાંખશો ! માટે આપ જરા વીચાર કરી જોઇને ચાલો ! વારૂ અથડાયા તેતો ઠીક, પરંતુ આપ કયા ગામના છો, આપ કયી ન્યાતી છો, અને આપ અહીં શા કામે આવ્યા છો ? આ સવાલો સાંભળી રસીક બોલ્યો–કે તમારે

રસ્તે જનારને વળી એટલી બધી પૂરપરછ કરવાનું કારણ શું છે ? તમો મારા મુરબ્બી છો એટલે પુછવાની મારી ફરજ છે. હું તમારી સાથે ભુલથી અથડાયો છું જેથી મેં તમારી પાસે રીતસર માફી માગી છે. માટે તમો મારી સાથે વધારે વાત કરવાને તેમજ પુછવાને બીલકુલ હકદાર નથી, જેથી તમારા રસ્તે ચાલ્યાં જાઓ. આ સાંભળી તે બાળા વિચાર કરવા લાગી કે સવાલના જવાબ તો બાજુપર રહ્યા. પરંતુ ઉલટા મને અડાવવા બેઠા છે તેમજ રોફદાર અને હુંશિઆર પણ તેવાજ છે માટે તેમને તો પ્રથમથી દાવપેચમાં લઇશ તો તે વાત કરશે, નહિ તો ચાલ્યા જશે; જેથી તે છોકરી બોલી કે મહેરબાન! હું તો આપને સહેજે પુછું છું કે આપ ક્યાં રહો છો ? તે સાંભળી રસીક બોલ્યો કે હું મણીપુર નગરમાં રહું છું. અહીં શા કામ સારૂ આવ્યા છો ? ફક્ત હવા ખાવાની ખાતર. આપ કઇ જાતીના છો ? વૈશ્નવ વાણીઓ છું. આપનું નામ શું ? મારૂં નામ રસીકલાલ ( વાહ નામ તો જેવું જોઇએ તેવુંજ છે. ) મહેરબાન રસીકલાલ! આપ આ બાગમાં ઘણા વખતથી આવો છો તો આપે આશરે દોઢ માસથી માગે કોઇ ચોર જોયો છે ? ચોર કેવો ? એ ચોર એવો છે કે મારા પૈસા ખરચાવી, ફોકટ તરદી આપી જતો રહેનાર દેવાદારને જોયો ? હું દેવાદારને ક્યાંથી જોઉં ? તમારે મારી સાથે આટલી બધી વાત કરવાનું પ્રયોજન શું છે. મારો હંમેશાંનો ટાઇમ થઇ જવા ઉપરાંત આશરે અડધો કલાક વધારે થયો છે માટે મને તાકીદથી જવા દો. મારો નકામો વખત ગાળનાં ના ? તેના જવાબમાં તે છોકરીએ કહ્યું કે હું આપનો નકામો વખત ગાળવા માગતી નથી પરંતુ જો આપે મારો દેવાદાર જોયો હોય તો બતાવો ? હું તો તમારા દેવાદારને જાણતો પણ નથી તેમ મેં કોઇ દિવસ જોયો પણ નથી ( આ બાબતનો મરમ કાંઇ પ્રેમનો માલુમ પડે છે માટે જોઇએ તો ખરા કેમ થાય છે ) તેમ હું કાંઇ તમોને ઓળખતા પણ નથી. માટે મારી સાથે વધારે વિવેચન કર્યા વીના મને મહેરબાનીની ખાતર રજા આપો એટલે સુખેથી ઘેર જાઉં. એ સાંભળી છોકરી બોલી—ના કેમ કહો છો ? તમોએ મારા દેવાદારને ખાસ જોયો છે તેમ તમેજ બગાડી મુક્યો છે માટે તેને હું તમારી પાસેથીજ લઇશ. વાહ! વાહ! શું તમે મને બનાવવા માગો છો ? નાના, નહીં, નહીં ખરૂંજ કહું છું. સોગન ખાઇને કહું છું કે મારા દેવાદારને આપેજ પસાર કરી દીધો છે અને તે જરૂર આપજ પકડી આપશો. અરે! હું પણ સોગન ખાઇને કહું છું કે હું તમારા દેવાદારને કે આ શહેરના કોઇ પણ

માણસને ઓળખતો નથી. શું આ તમે ખરૂંજ કહો છો ? જો એ જુઠા પડતા નહીં હો ! શી બાબત જુઠો પડું. શું ખોટું બોલું છું ? હા હા સાડીસત્તરવાર ખોટું ! ત્યારે તમે રીતસર ફરીઆદ માંડો, હું ત્યાં જે જાણતો હઇશ તે કહીશ. વારૂ આપ આ શહેરમાં કેટલાક દીવસથી પધાર્યા છો ? હું આશરે દોઢેક મહીનો થયાં આવ્યો છું ત્યારે આપ આ રસ્તા ઉપર ફક્ત આજેજ આવ્યા છો ? નાજી દરરોજ સવાર સાંજ. ત્યારે આપ ફુલના ગોટા હરરોજ સવાર સાંજ દેખતા હતા ? હા, હા, કહો તે કીયા રસ્તામાં દરરોજ પડયા રહેતા હતા ? ચોટાના, મહેરબાન હું માળાણુ છું ને મ્હારા ફુલના ગોટા તે શખસ આશરે ૧૮૦ બગાડી ગયો છે. તે શી રીતે બગડયા ? વાહ ! આપ જાણો છો ને વળી તમારા માણસને કીંમત નહીં આપવાની સલાહ આપો છે અને પાછા અજાણ્યા થઇ મને પુછોછો ? જુઓ ! નીશાની આપી એટલે આપેજ કબુલ કર્યા કે નહીં ? કહો હા મેં દેખ્યા હતા તે કેમ ના કહું, મને જુઠું બોલવાની મનાઇ છે, ત્યારે આપ મારા દેવાદારને પણ પુરી રીતે જાણો છો, તો કહો તે તમે દીઠો હતો ? ( રસીક પોતાના મનમાં વિચાર કરે છે કે દોઢેક માસ થયો પરંતુ મારે કોઇ પણ માણસની સાથે વાત સરખી કરવાનો પણ આ સિવાય બીજા સાથ પ્રસંગ પડયો નથી, છતાં આ સ્ત્રી મને કહે છે કે મારા દેણદારને તમે નસાડો મુકયો છે, ત્યારે હવે તે કોણ હશે ? મારા ગળે તો નહીં પડતી હોય, શુ હશે ? આ મરમની મને કાંઇ સમજણ પડતી નથી. ) રસીક તેનો પ્રત્યુત્તર વાળી શકયો નહિ. એટલે છોકરી બોલી-કેમ રસીકલાલ વીચારમાં પડયા ! દેખ્યો હોય તો બતાવો ? તેમાં તમોને કાંઇ નુકશાન નથી. પણ શું દેખાડું, કાંઇ જાણતો નથીને, શું તમે મારા ગળે પડવા માગો છો ? ના, ના, નહીં, નહી. ફક્ત મારા દેવાદારને મને સોંપો. એટલે પછી બસ. શું હું દેવાદારને જાણું છું ? હા, તમો જરૂર જાણો છો. માટે વચન આપો કે હું દેવાદારને જાણતો હઉં ને તમને ના સોપું તો હું વચનનો જુઠો. એ પ્રમાણે વચન આપ્યા પછી મને જવા દેશો ? હા. ત્યારે લ્યો આ મારો કોલ છે કે હું જાણતો હઉં ને તમોને તમારો દેવાદાર ન સોપું તો હું વચનનો જુઠો પડું. કહો હવે બસ છે ? હા, હવે બસ છે. વારૂ રસીકલાલ ! તમે દરરોજ કેટલા વાગે હવા ખાવા આવતા હતા ? હું સવારમાં દરરોજ ૭ વાગે આવતો હતો. તેમજ સાંજે ક્યારે આવતા હતા ? સાંજે સાત વાગે આવતો હતો ત્યારે તમો હવા ખાઇ આવતી વખતે રસ્તામાં કેટલા ગોટા દેખતા હતા ? સવારે એક અને સાંજે એક. ત્યારે તમે એ ગોટા કેટલા દુરથી જોતા હતા?

હું દુરથી જોઇ શકતો નહોતો, પરંતુ હું હવેલી આગળ આવીને ઉભો રહેતો તે વખતે સાંજ સવાર જતાં આવતાં ચારે વખત એક એક ગોટો આવી પડતો હતો. ત્યારે તમે દેવાદાર. હું દેવાદાર શાનો ? ! મેં કાંઇ તમારી પાસે ગોટા મંગાવ્યા હતા ? તમે મંગાવ્યા નહોતા, પરંતુ તમોને પગે અથડાતા હતા, ત્યારે તમે તેનો ઉપયોગ કેમ ન કર્યો ? માટે તમેજ મારા દેવાદાર છો. વાહ ! પણ વગર મંગાવે દેવાદાર ! આતો ઉલટો અન્યાય થાય છે. વારૂ ! આમાં અન્યાય કઇ બાબતનો થાય છે? આમાં અન્યાય છેજ નહીં, તમોને ઉપયોગ કરવા માટે ગોટા નાંખ્યા તો જેમના તેમ રહેવા દીધા, ને જમીનદોસ્ત કરી નાંખ્યા. માટે તમેજ મારા દેવાદાર છો ? મને શું ખબર કે તમે મારે માટેજ નાંખ્યા હશે ! મારે તમારે કાંઇ પીછાન નથી; છતાં રસ્તાની વચ્ચે મને કોણ વગર પૈસે ગોટા આપે ? અને કદાચ આપવા હોય તો હાથે ના આપી જાય ? કદાચ છાના આપવાના હોય તો શું દરરોજ ? નહીં. ત્યારે શું ? ના ઉપયોગ કરે તો દરરોજ ! હશે ત્યારે મનની અંદર એમ છે તો કહો તમારા ગોટાની કીંમત શું છે, હાતો ભરી આપું, તો તો જવા દેશો ? હા ઘણી ખુશીથી ! ભરી આપશો કેમ નહીં જવા દઉં ? ભરી આપશો ? જરૂર ભરી આપશો ? વાહ ! આમ કેમ બોલો છો, ભરી આપીશજ. રણી વચન આપ્યું છે ને કબુલ છે. કહો તમારા પૈસા શું શું થાય છે, તે ગણીને લઇ લો ? અમારી કસુર આવી તે કબુલ કરીએ છીએ. જુઓ ! તેની કીંમત પુરી ભરી આપવી પડશે, પાછળથી ફરી નહીં જવાય ? અરે એની તે શું કીંમત છે કે મારાથી નહીં આપી શકાય, ને હું ફરી જઇશ ! તમે મને વચન આપેલું છે એટલે મને જરા પણ ધાસ્તી નથી. આપના જેવા મરદ માણસનું વચન તો એકજ છે તેતો વચન આપ્યા પછી પોતાનું શીર જાય તો પણ ફરે નહીં. ત્યારે કહો તેની શું કીંમત છે ? આપો તો જુજ છે, નહીં તો ભારે શક છે. તમો તમારા ખરા દીલથી કહો છો કે તેની કીમત આપીશ ? હા, હા મારા ખરા દીલથી કહું છું કે તેની કીંમત પુરેપુરી આપીશ. ત્યારે તેની કીંમત આપો તમારો હાથ ? વાહ ! હાથ તે કીંમતમાં અપાતો હશે કે ? હાથ શી રીતે આપું ? આ તે તમે કીંમત લેવા બેઠાં છો કે મારી મશ્કરી કરવા બેઠાં છો ? વાહ ! હજુ મશ્કરી ગણો છો કે ? કીંમતમાં આપનો હાથ આપો, તો ૧૮૦ ગોટાની કીંમત તેની પહેલેથીજ મેં તેજ ધારી હતી. તો શું મારો હાથ શી રીતે લેશો ? તમો કહો છો એ રીતે આ તમારી મરમની બોલી મને તો બીલકુલ સમજાતી નથી, માટે કહો ચોખ્ખે ચોખ્ખું કે તે શું કહો છો ? ચો-

અખુંજ કહેવડાવો છો તો આપણા બંનેનો સંબંધ ! વાહ ! આ પણ તમે ઠીક કહી દીધું ! ઠીક ઓઢવી દીધું ! તેની કીંમત તે તો ઘણી ભારે કહેવાય ? મારે તમારી પાસે નોકરી કરવી પડે ? ! ના પ્રાણનાથ ! એ શું બોલ્યા ! હું આપની પાસે નોકરી કરાવું ? આપનો હાથ મને આપો કે હું આખી આપનીજ છું અને હુંજ આપના તાબામાં રહી નોકરી કરવાની, અને આપની અર્ધાંગના પણ હુંજ થવાની ? ! માટે પ્રાણનાથ ! વીલંબ કર્યા વીના આપેલું વચન પાળો ? મેં તમોને આમ કરવાનુ ક્યાં કહ્યું હતું !, મેં તો તમોને તેની કીંમતના પૈસા આપવાનુ કહ્યું હતું. હા ! પૈસા આપવાનું કહ્યું હોય તો યાદ કરો કે તે ભરી આપવાનું કે પૈસા આપવાના કહ્યા હતા ? શું ભરી આપવાનુ તે આપ પૈસા માનો છો ? જો આપ એમ માનતા હો તો શા આપને ખુલ્લું પહેલેથીજ ના કહી દેત કે તેના પૈસા આપવા પડશે ? હું તો મારો દેવાદાર માણસ આખો માગતી હતી માટે આપ મારી સાથે વચને બંધાયા છો. માટે આ વચન પાળવા વીના છુટકો નથી. માટે આપો હાથ અને ચાલો ? વારૂ ! હાથ આપ્યા પછી ક્યાં લઇ જશો ? લઇ જવાનુ ઘેર, ત્યારે ક્યાં ? ઘેર ક્યાં ! કોને ઘેર ? ઘેર તે આ તમારી દાસીને ઘેર. તમે આ વિષે બંદોબસ્ત કર્યો છે ? આપને તે પુછવાનું શું કારણ છે ? પુછવાનું એને છે, આપણા શાસ્ત્રની રીત છે કે ઇચ્છા પ્રમાણે વર્તવું. હા, તે તો ખરૂં ! પરંતુ તમે તો માળીછો એટલે આપણે કેમ સંબંધ બંધાય ? માળણ હોઉં કે કોલણ હોઉં પણ બંધાયા તે કાંઇ તમારાથી ના કહેવાશે ? સાડી સતરવાર ના કહેવાશે ! ત્યારે શું જાત મુકી વટલાઇ જઇશું ? ચાલો તમારો વિચાર મુકી દેવાનો છે ? કદાચ હું આપની ન્યાતની કન્યા હોઇશ તો ? તો મારે કબુલ છે; પરંતુ આપણે બંને એકજ ન્યાતના હોઇએ તો તમારે આ સંબંધ કબુલ ખરો કે ? હા. હા. એક ન્યાતના હોઇએ તો તો મારે કબુલ મંજુર છે. આટલી વાત થયા પછી રસિક તે સ્ત્રીની સાથે તેને ઘેર ચાલ્યો ગયો. પ્રીય વાંચકો ! આ સ્ત્રી કોણ હતી, તે આપ નહી જાણતા હશો ? પરંતુ તે સ્ત્રી ચંદ્રનગરના દીવાનની પુત્રી હતી, તેનું નામ સ્વચ્છંદી હતી અને તેના બાપનું નામ પુરૂષોતમ હતું. આ સ્વચ્છંદી એટલી તો ભણેલી હતી કે વિલાયત સુધી પાસ થઇ આવેલી તેમજ વીશેષમાં સુધરેલી હતી. રસીક બચપણથીજ સુધરેલી ચાલનો હતો, એટલે બંનેનું જોડું પરમેશ્વરે બરાબર મેળવ્યું હતું. સ્વચ્છંદી પોતાના પીતા પાસે જઇ ઇચ્છાવર વરી આવ્યાની વાત જાહેર કરી, પોતાના પતીને

તેણીના બાપ પાસે લઇ ગઇ. સ્વચ્છંદીના બાપે રસીકને કેટલાક ઇંગ્રેજીમાં સ્વાલ જવાબ પુછ્યા; પરંતુ રસીકનું અંગ્રેજી નૉલેજ સારૂં હોવાથી તે એકે સવાલમાં બંધાયો નહોતો, જેથી સ્વછંદીનો પિતા સમજી ગયો કે રસીક મારી પુત્રીને લાયક યોગ્ય પતિ છે.

રસીક આ હકીકત બન્યા પછી બીચારો પોતાનામન માંહ ઘણો ખુશ રહેતો હતો. પોતે નબળી સ્થાતીનો હતો તેથી સુખ માની સાસરામાં રહેવા માંડયું; પરંતુ સ્વચ્છંદીના ઘરનાં કોઇપણ માણસ તેને એમ નહોતાં પારખી કાઢતાં કે તે ગરીબ સ્થાતીનો છે! તેવો તેનો ચેહેરો, તેવો તેનો પોશાક, તેમજ ચાલચલગત અને હુશીઆરી પુર્ણ હતી તેથી તેને કોઇ વરતી કાઢતું નહોતું કે આ કેવી સ્થીતીનો માણસ હશે! સ્વછંદી તેમજ રસીક બંને એકજ જોડીનાં હતાં તેથી તેનો બાપ હમેશાં તેઓના ઉપર ઘણો ખુશી રહેતો હતો. આ પ્રમાણે લગભગ રસીક છ માસ ત્યાં રહ્યો, પરંતુ પોતાનાં મા, ભાઇ, સઘળાં વીસરી ગયા હતાં. ભોળા રસીકને પૈસાદાર સાસરૂં મળ્યાથી તેનાં ઉમંગમાં પોતે હમેશાં પ્રફુલીત રહેતો અને મોજ શોખમાં દીવસ ગુજારતો હતો.



## પ્રકરણ ૨ જું.

### દુઃખ પડયાથી માણેકબાઇનું શોકાતુર થવું.

માણેકબાઇ બીચારી ઘણી દુઃખી થઇ છે અને છોકરાઓ પરદેશ ગયા છે, તેથી ઘણો શોક કરે છે અધુરામાં પુરૂં પોતાનો જમાઇ કદમા ગ્યાથી મોટો ભારે ખેદ લાગતો હતો, અને પોતાને દળણાં દળીને પેટ ભરવું પડતું હતું. દુઃખ ઉપર દુઃખ અત્યંત આવ્યા કરે છે. ઘરમાં બીચારી એકલા તેને કોઇની સાથે વાત કરવાના પણ વીસામો બીલકુલ નથી. કોની સાથે વાત કરે. દીકરી અઠવાડીયે કે પંદર દીવસે આવતી તેથી તેને પોતાના દીવસ કાઢવાનો વીસામો બીલકુલ મળતો નહોતો. પોતાના ધણીના ગુજરી ગયા પછી તેણે બહાર નીકળવું બંધ કરી દીધું હતું. વળી પૈસાથી બીચારી છેક ખુવાર બની ગઇ હતી, તેથી તેને બીજા માણસો સાથે વાત કરવી પણ ગમતી નહોતી. માણેકબાઇ પોતાના મનમાં એમ સમજતી હતી, કે આ જીવતર એક નથી. તે આખો દીવસ પોતાના ઘરમાંજ રહેતી હતી. કોઇ કોઇ વખત માણેકબાઇના મનમાં જુના વીચારો આવી જતા હતા. કે સાસરે હતી ત્યારે પણ હુંજ ભોગવતી હતી

અને હાલ દળણું દળુ છું. બાગબગીચા, ઘર, બંગલા વીગેરેની કશી કમીના નહોતી, અને હાલ ભાડુ ભરવાની પણ મારી શક્તી નથી. પ્રભુ તારી ખુબીનો પાર નથી. તું પળમાં રંકને રાય બનાવે છે અને પળમાં રાયને રંક બનાવે છે. તેથી તેં મને એક નિરાધારમાંની નિરાધાર બનાવી દીધી છે. વળી પૈસા નહીં તે તો ખેર! પરંતુ મારા છોકરાઓ પણ મારી પાસે નહી, તેઓને પરદેશ શું થતું હશે, તે શું કરતા હશે? હાય પ્રભુ! મને ચારે બાજુથી દુઃખ દુઃખ ને દુઃખ, પ્રભુ હવે તો સહાય કર!!!

માણેકબાઇ દરરોજ પથારીમાં સુતી ઉઠતી વખતે પરમેશ્વરનું ભજન કરતી ને દળણું દળી પોતાનું ગુજરાન ચલાવતી હતી. વળી છોકરાઓ પરદેશ ગયેલા હતા તેથી તેને તે વાતેની પણ મોટી ચીંતા રહેતી હતી. કેટલોક વખત થઇ ગયા છતાં એકે છોકરાનો કાગળ નહોતો તેથી તેઓ કાગળની પણ મોટી રાહ જોતી હતી અને દરરોજ ટપાલવાળો કાગળ વેંહેંચવા આવે કે તરતજ તેને પોતાના કાગળ માટે પુછતી.

પ્રભુ! તારી મરજી એમજ હોય તો હું આપઘાત કરું. પ્રભુ! તેં અમને પહેલું સુખ દેખાડી પાછળથી અત્યંત દુઃખ દેવા માંડયુ? એકદમ મારા ઉપર કહ્યા મરજી થઇ ગઇ? અમોએ એટલા તો તારો શો ગુનો કર્યો છે, કે અમોને છેક ભીખારી માફક બનાવી દીધાં છે, પ્રભુ! તેં તો ચારે બાજુથી દવ સળગાવી મને વચમાં ઉભી રાખી છે. પ્રભુ! જરા તો રેહેમ કર? પ્રભુ! બચ્ચાં ઉપર અત્યંત જુલમ ગુજારવાથી જરા પણ દયા નથી આવતી? પ્રભુ! આપ દયાળુ છો આપ દયા નહીં કરો તો કોણ દયા કરશે? આ દુનીઆમા મારે તમારા વિના બીજા કોઇનો આધાર નથી? પ્રભુ! આ દીવસો કેમ જશે. આવી આવી વીનંતી માણેકબાઇ પ્રભુને કરતી હતી, અને કરગરતી હતી. તેવામાં મણી પોતાને સાસરેથી પોતાની મા પાસે હરખાતી હરખાતી આવી. મણીને ખુશી જોઇ તેની મા ખુશ થઇ અને દુઃખની વાત એકદમ વીસરી ગઇ. મણી આવીને તેની માને કહેવા લાગી. માજી મારા પતી સરકારમાંથી છુટી ઘેર આવ્યા છે અને કોઇએ કાંઇ શીખામણ આપી હોય કે પછી પોતાની મેળે શરમના માર્યો થતું હોય કે કોણ જાણે શી રીતે, આખો દીવસ ઘરમાં બેશી રહે છે ને એક ગાયની માફક વરતી ઘરના સઘળા માણસોની સાથે સલાહ સંપથી ચાલે છે, ને મારી સાથે પણ હળીમળીને ચાલે છે. હવે તે બીજા દોસ્તદારની બીલકુલ દોસ્તી કરવા

ના પાડે છે. માજી હવે તેમના મનને ઘણો પસ્તાવો થાય છે કે મેં ખરાબ માણસોની દોસ્તી કરી હતી તે મોટી ભુલ કરી છે. એમ કહી પોતાના મનમાં ઘણો પશ્ચાતાપ કરે છે અને આખો દીવસ ઘરમાં બેસી ફક્ત ચોપડીઓજ વાંચ્યા કરે છે. માજી હવે મને મારી સાસરી તરફનું બીલકુલ દુઃખ નથી, પરંતુ ભાઇઓની ફીકર દીલમાંથી બીલકુલ જતીજ નથી. ભાઇઓના ખુશી ખબર ક્યારે આવશે? રસીક કયે ગામ હશે? ભાઇ સુંદરનો તો કાગળ આવ્યો હતો ને તેણે તો લખ્યું કે હું આફ્રીકા છું, પરંતુ રસીક તો ગયો છે ત્યારનો આજ લગભગ બે માસ થવા આવ્યા છતાં એક પણ કાગળ નથી. માજી તેનું શું થયું હશે? તે શું કરતો હશે? ક્યાં હશે? તેની આપણને શું ખબર પડે. આ પ્રમાણે મણીના બોલ સાંભળી માણેકબાઇ બોલી—બેહેન, ભાઇ ઘણો હુશીઆર છે, એનુ ઠેકાણું પડશે એટલે તુરત કાગળ લખી જણાવશે, પરંતુ એકદમ પારકા પ્રદેશમાં પડવું મુશ્કેલ થઇ પડે માટે નોકરીએ લાગ્યા પછી જરૂર કાગળ લખશે. ઘણા દીવસ થયા ભાઇ સુંદરનો પણ કાગળ નથી, તેણે કેમ નહી લખ્યો હોય? તે શું કરતો હશે? તેની આપણને શી ખબર પડે? બેહેન મણી આ અઠવાડીયામાં ભાઇનો પત્ર ના આવે તો તેને ઠપકા સાથે લખીશું. બેહેન મારાથી હવે મેહેનત થતી નથી વળી લેણદારો રૂપીઆની ઉઘરાણી આવ્યા કરે છે, પણ તેમને ક્યાંથી લાવીને આપું. માટે હવે તો ઇશ્વર પાસે હું મોત માગું છું. મારી બેતાળીસ વર્ષની ઉમર થઇ ગઇ છે: છતાં દુઃખનો દરીઓ દુર જતો નથી, તારા બાપનું દેવું ત્રણ લાખનું હજુ બાકી છે બહેન ખાવાનું પુરૂ થતું નથી તો લેણદારોને રૂપીઆ કયે ઝાડેથી લાવીને આપવા? કોઇના ટુંકારા ખવાના નથી, લેણદારો ન કહેવા જેવા શબ્દો કહી જાય છે, તે સર્વે સાંખવું પડે છે. બેહેન સુખ હવે નહીંજ આવે? સારૂ નહિજ થાય? આની આ સ્થીતી ગાળવી પડશે? આવું તેની માંનુ બોલવું સંભળી મણી બોલી—માજી! આપણે કોનું બગાડયું છે ને સારૂં ન થાય. માજી હીંમત રાખો! મને પણ મારી સાસરી તરફની ઘણી ફીકર હતી, પરંતુ તે તેં તારી નજરોનજર જોયું કે પ્રભુએ સુખનો દીવસ આપ્યો. તેમ માજી થોડા દિવસમાં સઘળું સારૂ થશે. એવી રીતે પોતાની માને સમજાવી મણી હીંમત આપતી હતી.

# પ્રકરણ ૩ જું.

## તારાને મીઠું સ્વપ્નું.

સુંદરલાલની સ્ત્રી તારા તથા તેની સખી લલિતા પ્રેમચંદ શેઠના ઘરમાં એક ઓરડામાં બેસી તારા, લલીતાને પોતાના સુખ દુઃખની વાતો કરે છે. બેહેન લલીતા! મારૂં બહુ માઠું થયું છે. બેહેન ગઇ રાત્રે મને બહુ માઠું સ્વપ્નું આવ્યું હતું. જાણે મારા પતી પરદેશમાં છે. વળી તેમને બધા લોકો મારવા આવ્યા છે, જાણે તેમને મોટી ખાદ પડી છે, જાણે તેમના પૈસા કોઇ લુંટી ગયું છે, જાણે તે ભર મંદવાડમાં છે, બેહેન, જાણે તેમને સર્પ ડસ્યો, જાણે તેમની સારવાર કરનાર કોઇ નથી તેથી તે જાણે રસ્તામાં પડી રહ્યા છે. જાણે સિપાઇઓ તેમને પકડી ગયા છે, જાણે તેમના ઉપર મોટો ગુન્હો આવ્યો છે. જાણે તે કેદમાં પડયા છે, જાણે તે ગુજરી ગયા છે, જાણે તેમને અત્યંત દુઃખો પડયાં છે, બેહેન લલીતા! મારો જીવ હવે આ સ્વપ્નું આવ્યું છે ત્યારથી તો ઉડી ગયો છે બેહેન! હવે તે મને કયાં મળશે? હું શું કરૂં? તેમનું મોઢું કયારે જોઇશ? બેહેન! તું ગમે તેમ કરીને મારા પતીને મેળવી આપ? બેહેન, મારા પતી નહીં મળે તો હું આ દેહમાંથી જીવ કાઢી નાંખીશ. બેહેન મારા પતી નહી મળે તો મારે દુનીઆપર જીવી શું કામ છે? બેહેન પતી વીના શું હું અહીં એકલી રહીશ? શું મારા પતીનો મારા ઉપરથી પ્રેમ જતો રહ્યો હશે? બેહેન મારા પતી છેક નીર્દય બની ગયા હશે? બેહેન શું તે મને છેક ભુલી ગયા હશે? બેહેન, હજી મને તે મળ્યા નથી તોપણ તેમને મને મળવા ઇચ્છા નહીં થતી હોય? શું તેમણે બીજી સ્ત્રી કરી હશે? તે બીજીના પ્યારમાં પડી ગયા હશે? શું તે દેવાદાર થયા હશે, તેથી ગભરાઈ ગયા હશે? સ્વપ્નના પ્રમાણે સર્પ તો તેમને રખેને નહી ડસ્યો હોય? બહેન! મને આ સ્વપ્નું આવ્યા પછીથી મને કંઇ કંઇ થઇ જાય છે. મારૂં ચિત્ત ઠેકાણે રહેતું નથી. બેહેન મને ચેન પડતું નથી. એમ વાતો કરતી કરતી પતીની ફીકરમાં ને ફીકરમાં તારા જમીન ઉપર પડી બેભાન થઇ જાય છે તેથી લલિતા તારાને ધીરજ આપે છે. બહેન સ્વપ્નાં કોઇ દિવસ સાચાં હોયજ નહીં. તું કેમ સુઇ રહી છે? તને શું થાય છે? એમ કહેતાની સાથે તારા આળસ મરડી બેઠી થઇ. બહેન મને ખરેખર સ્વપ્નું આવ્યું હતું એ સ્વપ્નું ખરૂં જ હશે! મને કોઇ કોઇ વખત સ્વપ્નાં આવે છે તે ખરાં પડે છે, માટે મને

કંઇ કંઇ થઇ જાય છે. મારૂં મન ગભરાય છે. તેવા શબ્દો સાંભળી તેના પીતા કહેવા લાગ્યા—બેટા! શા કારણથી ગભરાય છે? તારા-એ કહ્યું—પીતાજી આઇ રાત્રે મને ઘણું માઠું સ્વપ્નું આવ્યું હતું. જાણે મારા પતીને અત્યંત દુઃખ આવી પડ્યું છે. પીતાજી! આજથી મારે તેમને મળ્યા સિવાય અન્ન પણ લેવું હરામ છે. પીતાજી મારી છાતી ધડકે છે. પીતાજી મારે તો તેમને હાલને હાલ મળવા જવું છે. તેમને મળ્યા શિવાય મારાથી નહીં રહેવાય? જ્યારે હું તેમને જોઇશ ત્યારે મારા મનને નિશ્ચય થશે, માટે ગને ગમે તેમ કરી *આફ્રીકા મોકલાવી આપો. પીતાજી હું તો ગયા વીના રહેનાર નથી. પીતાજી ગમે તે માણસને મારી સાથે મોકલી મને આફ્રીકા મોકલાવો. આ શબ્દો સાંભળી પ્રેમચંદ શેઠ બોલ્યા, બેટા એ તો તને ભણકારનું સ્વપ્ન છે. સ્વપ્ન કાંઇ સાચું હોતું નથી. બેટા! તું તારા મનમાંથી ખોટો વહેમ કાઢી નાખ. તારા પતી સહીસલામત છે. સ્વપ્ન તો તદન જુદાંજ હોય છે. તેનો તને એક દાખલો આપું. બહેન! સ્વપ્નમાં આપણે રાત્રે જમીએ છીએ ને સવારમાં ઉઠી જોઇએ છીએ તો આપણું પેટ ભુખ્યું ને ભુખ્યું જ હોય છે. માટે બહેન સ્વપ્નની વાત એવી જ સમજવી. માટે તારા મનનો વહેમ કાઢી નાંખ. તારા પતી વેહેપારના અર્થે ગયા છે. તે કાલે સવારે આવશે. જેથી બેટા તું નિશ્ચીંત રહે. તારા પતી તને થોડા દીવસમાં મળશે. તે સાંભળી તારા બોલી—પીતાજી! આપના જેવાં આગળ હું બચારે વીવેચન શું કરૂં! પરંતુ પીતાજી આ ગરીબ ગાય જેવી દીકરીની ઉપર ઉપકાર કરી આફ્રીકા મોકલાવી આપો તો આપની પુત્રી હમેશની સુખી થાય. પીતાજી મને આ મોહેર એક ઝેર સમાન લાગે છે. અને મને કોઇ વસ્તુ અપ્રિય લાગે છે. તેમ સર્વ કંઇ બળતા દેવતા માફક લાગે છે. માટે પીતાજી આ વહાલી પુત્રી ઉપર દયા કરી એટલી તજવીજ કરી, મને તે તરફ પોહે ચડાવી આપો તો ઇશ્વર તમારૂં શ્રેય કરશે. તે સાંભળી પ્રેમચંદ શેઠ બોલ્યા—બેટા તારા પતીનો એકાદ કાગળ આવવા દે એટલે પછી હું તને તેમની તરફ જવા ખુશીથી રજા આપીશ વહાલી પુત્રી! એક અઠવાડીયું સબુરી રાખ. જો તારા પતીનો તેટલા દીવસમાં કાગળ નહીં આવે તો હું તારી સાથે માણસ મોકલી જરૂર ત્યાં પહોંચતી કરીશ. એટલું કહી પ્રેમચંદ શેઠ બજાર તરફ ચાલ્યા ગયા. બાદ તારાની સખી લલીતા તારાની નણંદ મણીને બોલાવી લાવી. મણી આવી તારાને ધીમે સાદે કહેવા લાગી કે ભાભી! કેમ ગાંડપણ કરો છો? શું કરવા આમ કરો છો? આ તમને સુલક્ષણાને શોભે કે? ભાભી આવા વેલ-

ભાઈના શબ્દો બોલો છો તે સારૂં દેખાય છે કે? માટે જરા શાન્તી રાખો, ધીરજ રાખો. એકદમ ઉતાવળા કેમ બની જાઓ છો? જરા સમજ રાખો. તે દીવસે પણ તમે આમજ કરતાં હતાં, વારેઘડીએ આમ કરો તો પછી લોકો તમને ગાંડાં કહેશે: માટે જરા કાંઈ સમજો. એક સ્વપ્નાની વાતથી આમ છેક ઘેલાં બની જાઓ છો? શું સ્વપ્નુ તમને ખરૂં લાગે છે? ભાભી સ્વપ્નુ તે ખરૂં હોય? જાવ, જાવ! એ સમજવું તદન ઉલટું છે. ભાભી તમે હાલ મારી સાથે ચાલો. આપણે બા પાસે જઈએ. આપણે જઈશું તો બા પણ ઘણાં ખુશી રહેશે, માટે ચાલો ભાભી. શું તમારા અને મારા દીલમાં નહી થતું હોય કે મારા બંને ભાઈઓ પરદેશ છે. વળી મારા પીએરની સ્થિતિ પણ તમે જાણો છો, તેમજ મારે સાસરે પણ મારે કેવું હતું તે છતાં મારા કરતાં તો તમને વધારે દુઃખ નથીને? મારા પતિ તો મને બીલકુલ બોલાવતાએ નહોતા ને વળી ખરાબ સોબતે ચઢી ગયા હતા, પરંતુ ભાભી મેં કેમ મનમાં ધીરજ રાખી હશે! ને વળી હાલ તે કેવા ઠેકાણે આવ્યા છે તે પણ તમે જાણો છો. તમારાથી કંઈ વાત અજાણી નથી. ભાભી એવા જુઠા સ્વપ્નાનો શોચ કરી બળી મરવું એ તદન તમારી મુર્ખાઈ છે. માટે તમે એ વાત પડતી મુકી મારી સાથે ચાલો. આપણે સાડીની કોર ભરીએ. જુઓ આ કોર નવી જાતની આવી છે. આપણે હવે મારી મા પાસેજ રહીશું, ભાઈનો પણ કાગળ થોડા દિવસમાં આવશે, મારા ભાઈ કાગળ લખ્યા વીના રહે તેવા નથી માટે મનમાં ધીરજ રાખો. ઇશ્વર સર્વ સારૂં કરશે. ભાભી સબુરીનાં ફળ મીઠાં છે, અને ઉલટાં ઉતાવળાં થવાથી ભવીષ્યમાં હાની પહોંચવા વખત આવશે, માટે સબુરી રાખવી એજ મોટા માણસનું લક્ષણ છે. માટે એ સ્વપ્નની ગપસપ વાતો વીસારી દઈ ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખો કે જેથી તમારૂં શ્રેય થાય. નણંદજી મેં તેમને આફ્રીકે ઘણા કાગળ લખ્યા હતા પણ ફક્ત તેમનો એકજ કાગળ આવ્યો હતો, તેમાં ગોર ગોર લખી ખોટા ખોટા દીલાસા આપે છે. ભાભી હવે છેવટે કહું છું કે મારા પતિનો કાગળ નહી આવે તો તમારા પિતાજી જરૂર ત્યાં મોકલી આપશે માટે ચાલો. એમ કહી નણંદ, ભોજાઈ તથા લલીતા ત્રણે માણેકબાઈ પાસે ગયા.

# પ્રકરણ ૪ થું.

## મેનાનો સુંદરલાલ પર જુઠો આરોપ.

સુંદરલાલ હંસરાજ શેઠને ત્યાં ઉમંગથી ઘણી સારી નોકરી બજાવે છે. પરંતુ હંસરાજ શેઠની પુત્રી તેના ઉપર આશક થયેલી હોવાથી સુંદરલાલથી બીલકુલ દુર જતીજ નહોતી. તેથી સુંદર નોકરી છોડી દેવાનો વીચાર કરતો હતો. પરંતુ હંસરાજ શેઠ તેની પાસે ત્રણ લાખ રૂપીઆ માગતા હતા અને દર માસે વ્યાજ ચઢે તે તો જુદું. આ કારણથી નોકરી છોડી દઇ રજા લેવાતી નહોતી. વળી જો આ વાત શેઠના મોઢે કહે તો શેઠનો ભારે ઠપકો તેમજ ભારે ભય લાગતો હતો, અને એમ દહેશત રહેતી કે જો આ પ્રમાણે હતું તો તમે મને પહેલેથી કેમ ના કહ્યું? તેટલા માટે તે છાનોમાનો બેસી રહેતો વળી તેના મનમાં એવો વીચાર આવતો કે ગમે તે વહેપાર કરી શેઠના રૂપીઆ ચુકતી આપી અહીંથી નોકરી છોડું તો સારૂ કહેવાય. પરંતુ પૈસા વિના વહેપાર થાય કેમ? તેમજ નોકરી છોડી બીજે જવાય કેમ? આ વિચારમાં ને વિચારમાં બિચારો દરરોજ તે સુકાતો હતો. વળી પોતાના ઘર તરફની, ભાઇઓ તરફથી તેમજ પોતાની બૈરી તરફની ભારે ચિંતા હતી. તેની લગભગ અઢાર વર્ષની ઉંમર થઇ હતી પણ સુખની એક પળ જોઇ નહોતી, અને ઉલટું દુઃખ ઉપર દુઃખ આવ્યાજ કરતું હતું. જો છોકરી બાબતની વાત શેઠને કરે તો છોકરી તેને માટે જુઠું ભરવે ને શેઠ ઉલટા ગુસ્સે થાય, તેમજ મેનાની સાથે આડે માર્ગે ચાલે તો મોટો અપરાધ કહેવાય, માટે ન કરી વાત શેઠને કે ન કરી વાત શેઠાણીને! બીચારો મનમાં ને મનમાં મુઝાઇને બેસી રહ્યો. પરદેશમાં કમાવાની ખાતર આવ્યો પણ ઉલટું ચારે તરફનું દુઃખ આવ્યું. એક તો મોટું દુઃખ એ હતું કે શેઠના રૂપીઆ દેવા. બીજું દુઃખ એ કે ઘરના માણસોથી દુર, ત્રીજું દુઃખ એ કે ઘરના માણસોની ફીકર, અને ચોથું દુઃખ તો માત્ર આ છોકરી મેનાજ હતી. આ પ્રમાણે તે બિચારો વિશેષ ચિંતાને લીધે સુકાઇને સોટી માફક બની ગયો હતો.

એક દિવસ સુંદરલાલ, શેઠના ઘરના ખાનગી ઓરડામાં બેઠા બેઠા નોવેલ વાંચતો હતા, તેવામાં મેના કાંઇ ચીજ લેવાનું બ્હાનું કાઢી સુંદરલાલનો ઓરડો ઉઘાડી અંદર દાખલ થઇ. સુંદરલાલ તો કાંઇ કામ હોય તો બહુ કઠીનેજ બોલાવતો હતો. પરંતુ મેના તો તેને પ્રાણનાથ કે પ્યારા કહ્યા સીવાય બોલાવતી નહોતી. મેના ઓ-

રડામાં દાખલ થઇ અને સુંદરલાલને કહેવા લાગી કે સુંદરલાલ! તમે મારી સાથે લગ્ન કરો તો હું તમને મારા પીતાજીની આજ્ઞા અપાવું. પરંતુ સુંદરલાલે તો તેના બોલવા ઉપર બીલકુલ લક્ષ આપ્યું નહિ, અને પોતાની ચોપડી એક ચિત્તે વાંચતો હતો. પછી મેના લાગણીવાળી બોલી કે–પ્રાણનાથ! હું આપને બે હાથ જોડીને વિનંતિ કરૂં છું કે આપ મારી સાથે લગ્ન કરો તો ઠીક, નહીં તો મારો દેહ તમારે માટે નાશ કરવો પડશે, માટે પ્રાણનાથ! આ દાસીનું કહ્યું માની મારા કહ્યા પ્રમાણે વર્તો. જો વર્તશો તો મહાન સંપતીના માલીક થશો, અને નહિ વર્તો તો ખરાબખસ્ત થશો. જેથી નમ્રતાપૂર્વક કહું છું કે મારૂં કહ્યું માની આપેલું વચન પાળી આ દાસીને અરધાંગ કરી લ્યો. આ શબ્દો સાંભળી છેવટે સુંદરલાલ ચોપડીમાંથી મોં કાઢી બોલ્યો કે બહેન! મારી એક પ્રતીજ્ઞા છે તે તમોને ખબર છે? ના, મને તે ખબર નથી, તો મારી પ્રતિજ્ઞા એવી છે કે મારે લુણહરામી થવું ન જોઇએ, બીજું શાસ્ત્રના આધારે એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી કરવી ન જોઇએ, માટે કાંતો ભીખ માગતો થઇ જાઉં અને કાંતો મરી જાઉં તોપણ મારૂં બોલેલું વચન મિથ્યા થાય નહીં, જેથી કંઇપણ રકઝક કર્યા વિના તેમજ બોલ્યા ચાલ્યા વિના આવ્યાં તેવાં પધારી જાઓ. આવું સુંદરલાલનું બોલવું સાંભળી મેના રીસ ચઢાવી બોલી કે સુંદરલાલ! હું સતી છું, મેં તારે માટેજ જન્મ લીધો છે. હું મરીશ ને તને મારીશ. પણ તું યાદ રાખજે, કે હું ગમે તે યુક્તી લઢાવીને તને નહીં છોડું. એટલું કહી મેના પોતાની માને ખોટું ભરમાવવા ચાલી ગઇ.

મેના પોતાની મા પાસે જઇને કહેવા લાગી કે માતાજી! આપણે ત્યાં જે પેલા સુંદરલાલ નોકરી કરે છે તે આપણા ઓરડામાં બેઠા બેઠા વાંચે છે, ત્યાં હું મારી એક ચોપડી લેવા ગઇ હતી ત્યારે તેમણે મને પોતાની પાસે જબરજસ્તીથી બોલાવી ઓરડો બંધ કરી દીધો, અને અંદર સપડાવી. એટલું કહી પાખંડ કરી પોતાની મા પાસે ધ્રુસકે ધ્રુસકે રોવા બેઠી. એટલે શેઠાણી તો બિચારી પોતાના મનમાં દીંગજ બની ગઇ કે આટલા દીવસ સુધીમાં સુંદરલાલે કોઇ દીવસ કાંઇ પણ ખોટું કામ કર્યું નથી અને આજેજ આ વાત બની એતો નવાઇ જેવું લાગે છે. સુંદરલાલ તેમ કરે તેવો માણસ નથી. પરંતુ કોણ જાણે બન્યું પણ હોય! હાય લુચ્ચાએ આવું કામ કર્યું? એમ કહી મેનાને કહેવા લાગી કે–બેટા! તું શી રીતે નીકળી આવી? પછી મેં તેમને ખોટો ધોપો કર્યો અને મારી હુંશી-

મારી ચલાવી ચાલી આવી, માતાજી જો મેં તેમ ના કર્યું હોત તો તે લુચ્ચો મારી લાજ લીધા વિના રહેત નહી, જેથી માતાજી તે આપણા ઘરમાં ન જોઇએ, તેથી તેમને રજા આપી દો. એમ કહી પાછી રડી પડે છે ને ડુસકે ડુસકાં ખાય છે. એટલે શેઠાણી તેને હિંમત આપી કહેવા લાગી કે, બેટા તારા પિતાજીને આ વાત કહી તેને આપણા ઘરમાંથી એકદમ કાઢી મુકાવશું એમ કહી શેઠાણીએ શેઠની પાસે જઇ મેનાની કહેલી સઘળી હકીકત કહી સંભળાવી તેથી ભોળો અને નિષ્કપટી શેઠ સુંદરલાલ ઉપર રાતો પીળો થઇ ગયો અને એકદમ સુંદરના ઓરડા પાસે આવ્યો અને અવાજ કાઢી ઓરડો ઉઘડાવ્યો તથા સુંદરલાલને કાંઇ પણ પુછ્યા ગાછ્યા શીવાય કહેવા લાગ્યો. સુંદરલાલ ! તમે એકદમ અત્યારે હાલને હાલ મારા ઘરમાંથી ચાલ્યા જાવ, મારે તમારૂં બીલકુલ કામ નથી. આ વાકયો સાંભળી સુંદરલાલ બોલ્યો-પિતાજી ! આ પુત્રનો શો વાંક પડયો છે કે આટલા બધા ક્રોધાયમાન થઇ ગયા છો ? એકાએક આવા વાકયો આપનાં મહોંમાંથી આજ કેમ નીકળે છે ? આ સાંભળી શેઠ બોલ્યા-વાંક ! વાંક તારો ઘણો છે. શું મારા મોહેથી તે શબ્દો કહાવવા માગે છે ? તું નથી જાણતો કેમ ? સુંદર બોલ્યો—નાજી હું બીલકુલ જાણતો નથી. તે સાંભળી શેઠ બોલ્યા—નથી જાણતો તે તો ઠીક છે સૌ આગળ જોઇ લેવાશે માટે કહું છું કે આ મારાં છેલ્લાં વાકયો સાંભળી તું જેમનો તેમ ચાલ્યો જા ? તે સાંભળી સુંદર બોલ્યો-પિતાજી ! મારો શો ગુન્હો છે. તે તો કહો ? મને જરા સમજ તો પાડો ? મને નિર્દોષને શા માટે આમ કરો છો ? મને જવાને ના નથી, પરંતુ મને શા માટે રજા આપો છો તે તો કહો ? મારે કહેવાનું કે સાંભળવાનું કાંઇ જોઇતું નથી, માટે તું મારો હુકમ માન્ય કરી એકદમ ચાલ્યો જા. હું આપને પિતા સમાન જાણું છું, હું આપનું બચ્ચું છું, આપને ત્યાં આટલા દીવસ રહ્યો પરંતુ કોઇ દીવસ મારો જરા પણ કસુર આવી નથી ને આજ મારી શી ભુલ થઇ છે. પિતાજી કહો—મારી શી ભુલ થઇ છે તે મને કહો કે હું આપની પાસે માફી માગું. લુચ્ચા ! અજાણ્યો થઇ જાય છે, શું બીજા નથી સમજતા, તું એકલોજ સમજે છે. એમ કહી પોતાના રૂપીઆ સુંદરલાલ પર લેણા હતા તે રૂપીઆ લખાવી લેવા સારૂ પોતાના બીજા નોકરને સ્ટામ્પનો કાગળ લેવા મોકલ્યો એટલે સુંદરને ખાત્રી થઇ ગઇ કે મેનાએ ત્યાં ખોટું ભીડાવ્યું લાગે છે. પણ ખેર ! સાચને ન આવે આંચ. મને સાચાને શું થવાનું છે, મારે ક્યાં તેમના રૂપીઆ નથી આપવા કેહું તેમને સ્ટાંપ ન લખી આપું ?

પણ મને આ બીનાકે ગુન્હેગાર કરાવે છે તેજ માત્ર ખોટું છે. પણ કાંઇ નહીં. બીજે નોકરી કરીશ! મારી શુદ્ધ દાનત છે તો હજારો શેઠ મળશે. આ પ્રમાણે સુંદરલાલ વીચાર કરે છે એટલામાં નોકર સ્ટાંપ લાવી શેઠના હાથમાં આપે છે એટલે શેઠ સુંદર પાસે સ્ટામ્પપર લખાવી લે છે અને સ્ટામ્પમાં ત્રણ લાખ રૂપીઆ લેણા કાઢે છે તેમજ સ્ટાંપ નીચે શેઠ સહી કરાવી લે છે. બાદ શેઠ સુંદરલાલને કહે છે—લુચ્ચા! જો તું કોઈ દિવસ મારા ઘર તરફ કે મારા મેહેલ્લા તરફ હવે પછી આવ્યો તો તને જેલને સ્વાધીન કરાવીશ. માટે હવેથી ભુલેચુકે મારા મકાન સામું પણ બીલકુલ ન જોવું. એમ કહી બીચારા નીર્દોષ અને પ્રમાણીક સુંદરને શેઠે એક લાત મારી કાઢી મુકયો. બીચારો સુંદર પોતા મનમાં ખાસ જાણી ગયો કે આ કૃત્ય કરાવનાર બીજું કોઇ નહીં, પણ ફક્ત મેનાજ હોવી જોઇએ. હવે તે બીજો ધંધો કે બીજે નોકરી કરવાનું નક્કી કરી બીજા મેહેલ્લામાં મકાન ભાડે રાખી રહેવા લાગ્યો. આ વખતે સુંદરલાલ પાસે ફક્ત સો રૂપીઆનીજ નોટ ખાનગી વેહેપારમાંથી પેદા કરેલી હતી તેજ ફક્ત પોતાની પાસે હતી. પરંતુ હંસરાજ શેઠને ત્યાંથી તો સુંદરલાલને પહેરેલાં કપડાં શીવાય બીજું કાંઇ આપ્યું નહોતું અને જેમનો તેમ કાઢી મૂકયો હતો.

સુંદરલાલ પોતાના મનની સાથે વીચાર કરતો કે આ દુઃખ ભોગવું તેના કરતાં મરવું એ ઘણું સારૂં છે પરંતુ પાછા તેના મનમાં વીચાર આવતા હતા કે ઘેર પણ સઘળા મારી માફકજ દુઃખમાં હશે. બીચારાંને તેમને પણ કયાંથી સુખ મળે, ત્યાં પણ દેવું માથે ઘણું છે, લોકો લેવા આવતા હશે. રસીક હજી નાનો છે, એવી તરેહના વિચારમાં સુંદરલાલ દીવસો ગાળતો હતો ને હરરોજ ઇશ્વર પાસે પ્રાર્થના કરતો કે પ્રભુ સાચાને આટલું બધું દુઃખ! મેં તેને બેહેન માફક, અને તેના પીતાને પીતા માફક અને તેની માતાને માતા માફક વર્તી ચાલતો છતાં મને આખરે બદનામી આપી કાઢી મુકયો. આમાં બીજા કોઇનો વાંક નથી પણ વાંક ફક્ત મારા ટુંકા નસીબનોજ છે. ખેર! વીધાતાએ જે લેખ લખ્યા હશે તે કોણ મોથ્યા કરનારછે. એ રીતે પોતાના મનમાં સમજી રહી દીવસો કાઢતો હતો. બીચારાને પરદેશમાં કોઇની સાથે વાતનો પણ વીસામો નહોતો તો તેને વેહેપાર તો કોણજ કરાવે? અને સુંદરલાલની પેહેલા જે શેઠ માગણી કરતા હતા તે શેઠને ત્યાં નોકરી કરવાનો વીચાર કર્યો, પરંતુ પાછો તેના મનને વીચાર થયો કે કદાચ શેઠ મને પુછશે કે ત્યાંથી કેમ નીકળવું પડયું, તો શું જવાબ દેવો? બસ! જવાબ તો એજ કે બનેલી સઘળી બીના કહી દેવી. રાખશે

તો ઠીક છે નહી તો વળી બીજો ધંધો કરીશું. માચાન શું થનાર છે! મારે શેઠને તો મળવુંજ. એમ ધારી પોતે તે શેઠના ઘર તરફ જવા નીકળ્યો. બીજા શેઠને ત્યાં જઇ સલામ કરી ઉભો રહ્યો. અને નોકરી રહેવા વીશે માગણી કરી, તેથી નકસના માર્યા આ શેઠે સુંદરલાલને દર મહીને ત્યાં કરતાં પચાસ રૂપીયા વધારી નોકરીમાં રાખ્યો. એટલે દર મહીને બસો રૂપીયાનો પગાર શરૂ કર્યો અને નોકરી મુકી દેવા વગેરેની સઘળી હકીકત પુછી. જેથી સુંદરલાલે બનેલી તમામ હકીકત સાચે સાચી કહી દીધી. જેથી તેના ઉપર ખુશ થયા અને હીમ્મત આપી પોતાને ત્યાં રાખ્યો, એટલે સુંદરલાલ પોતાની નોકરી ભરવી શરૂ કરી. બીચારો સુંદર આની આ કડાકુટમાં પોતાના ભાઇ બેનને કાગળ પણ લખતો ભુલી ગયો હતો.

પ્રીય વાંચકો ! આ શેઠ પણ હંસરાજ શેઠની માફક વેપારમાં સરખામણી કરી શકે તેવા હતા. પરંતુ પૈસામાં કાંઇક તેમનાથી ઉતરતા હતા, પરંતુ તેમના જેવો વેપાર ધંધો સારો કરતા હતા. આ શેઠનું નામ ગંગાધર હતું અને જાતે વાણીયા હતા.

## પ્રકરણ ૫ મું.

### રસિકનું સસરાના ઘરથી જુદા નીકળવું.

રસિક સ્વચ્છંદીને ત્યાં દરરોજ મોજશોખમાં દીવસો ગાળતો કરતો હતો. સ્વચ્છંદી પૈસાદારની છોકરી છતાં રસિકની સેવા બજાવવામાં જરા પણ પાછી પડતી નહોતી. સ્વછંદી અને રસિક બંને સુધરેલી પંક્તીનાં માણસ હતાં તેથી તેઓ બહાર ફરવા જતાં તો પણ બંને સાથેજ જતાં અને કાંઇપણ કામ કરે તો બંને સાથેજ કરતાં, અને ઈંગ્રેજી રીવાજ પ્રમાણે વરતતાં અને એક એકથી બીલકુલ જુદાં પડતાં નહોતાં. સ્વચ્છંદી એક દીવસ પોતાના પીતાને કહેવા લાગી. પિતાજી ! મારા પતી આપણા ઘરમાં રહેવા નાખુશી જણાવેછે. દીકરીનું બોલવું સાંભળી પુરૂશોતમ બોલ્યા—કેમ બેહેન તે શામાટે રહેવા નાખુશી જણાવે છે એટલે સ્વછંદીએ જવાબ આપ્યો કે તે તો એમ કહેતા હતા કે સાસરીઆમાં રહેવું એ મને જરાપણપ્રસન નથી. તેઉપરથી તેના પીતાજી બોલ્યા—બેટા તું ગભરાઇશ નહિ, હું તેમને સમજણ પાડીશ અને અહીં રહેવાનું નક્કી કરાવીશ. રસીકલાલ ઘણા સમજુ માણસ છે. તે મારું કહેલું કબુલ કરશે આ પ્રમાણે કહે છે એટલામાં

રસીકલાલ માળ ઉપરના ઓરડામાંથી ચોપડી ટેબલ ઉપર મુકી ધબડ ધબડ નીચે આવ્યા. એટલે સ્વચ્છંદીના પીતાએ તેને ધીમે સાદે કહ્યું-કે રસીકલાલ! કેમ તમો તમારા ઘરમાં રહેવાને ખુશ નથી? રસીકલાલે કહ્યું-મને આપના ઘરમાં રહેવું બીલકુલ પસંદ નથી. પુરૂશોતમ શેઠે કહ્યું કે શું કાંઇ હવા પસંદ પડતી નથી? રસીકલાલે કહ્યું-ના, સાસરીમાં રહી દુનીઆની કહેવત પ્રમાણે કુતરા બનવું એ શોભા ભરેલું નથી. માટે આપને કહું છું કે અહીં રહેવાને હું બીલકુલ ખુશી નથી. રસીકલાલ! એમ રહેવાથી કાંઇ કુતરા ન કહેવાય! આ ઘર કોનુ છે? તમારૂં જ છે. મારે તમારા શિવાય બીજું કોણ છે? મારે તમારા કરતાં શું વધારે છે. રસીકલાલે કહ્યું-વધારે હોય યા ન હોય પણ મને અહીં રહેવું એ શોભા ભરેલું નથી જેથી હતો જરૂર બીજી જગોએ રહીશ. રસીકલાલ તમોને આવું આવું સમજાવી કોણે ભરમાવ્યાછે, આ પ્રમાણે ખોટી જક લઇ બેઠાછો. રહેવામાં તમને શું નુકશાન છે? ના, ના. તમારા મકાનમા હવે એક પળ પણ નહીં રહી શકુ. આપને વિનંતી કરીને કહુ છું કે હવે બે દીવસ પછી બીજા મકાનમાં રહેવા જઇશ અને મારી જાત મહેનતથી પેદા કરીને મારૂ ખર્ચ નભાવીશ. આની રીતે સુંદરલાલે પોતાના મન સાથે નકી કર્યું અને છેવટે એવું પણ ધાર્યુ કે કદાચીત મારી સ્રીને પણ મારી સાથે મોકલશે તો ઠીક, નહિ તો તેમની મરજી! એમ દ્રઢ નિશ્ચય કર્યો. રસીક પોતે સુધરેલો હતો, તેમજ અભીમાની હતો. એટલે તેનો મીજાજ જરા વધારે હતો તેથી પોતાના મુખમાથી નીકળેલો શબ્દ ફેરવતો નહિ અને પોતે ધાર્યું તે કરતો જેથી રસીક પોતાની સ્રી સ્વચ્છંદીની પાસે આવી કહેવા લાગ્યો-પ્રીયા! તું થોડા વખતમાં તૈયાર થઇજા, આપણે બીજા મકાનમાં રહેવા જવાનુ નકીકર્યું છે, અને મેં તારા પીતાજીના મોઢે ચોખું કહી દીધું છેકે બે દીવસમાં બીજે જરૂર રહેવા જઇશ; માટે તું મારાં તથા તારાં કપડાં તૈયાર કરી રાખજે. એટલું કહી રસીક બીજા મકાનની તજવીજ કરવા ગયો. બીજા મકાનનો ભાડા વીગેરેનો બંદોબસ્ત કરી પોતાના સસરાને ઘેર આવ્યો. ત્યાં બે દીવસ રહી ત્રીજે દીવસે એક ભાડાની ગાડી મંગાવી પોતાનો તમામ સામાન લઇ પોતે તથા તેની સ્રી ગાડીમાં બેઠાં એટલે પુરૂશોતમ તુરત આવ્યા અને કહેવા લાગ્યા-રસીકલાલ! તમો આ ઘર મુકી ભાડાના ઘરમાં રહેવા જાવ તેતો અમારા આબરૂના કાંકરા થઇ જાય, માટે તમો સુખેથી અહીં રહી તમારા દીવસો સુખમાં કાઢો? જરા જુઓ હું વૃદ્ધ છું, તેમજ મારે મારી પુત્રી શિવાય તેમજ તમારા શિવાય બીજું કોઇ નથી. જેથી મારૂ કહ્યું માની રહોતો ઠીક. પુરશોતમ શેઠે આ

પ્રમાણે કાલાવાલા કર્યા છતાં રસીક નો એકનો બે થયો નહિ, ત્યારે છેવટે પુરૂષોતમે કહ્યું રસીકલાલ તમને હઠ આવી છે તો તેમ કરો. તમારે ત્યાં વાપરવા માટે જોઇતો સામાન તો લઇ જાવ? રસીકલાલેકહ્યું કે મારે તમારો બીલકુલ સામાન કે ચીજ જોઇતી નથી. મને પરમેશ્વર સર્વસ્વ આપશે. જેથી સમરાજી તમે તમારા મનનાં નિશ્ચિંત રહો હમારી તમારે બીલકુલ ફીકર રાખવીજ નહિં, પુરૂષોતમ શેઠે કહ્યુંકેરસીકલાલ તમને અહીં ના સારૂં લાગે તો આપણા બંગલે જાવ, ત્યાં તમોને હવા પાણી વીગેરે માફક આવશે રસીકલાલે કહ્યું ના,ના, સમરાજી!મને તો આ ઘર ઘણું પ્રસન્ન આવ્યું છે. તમારે જોવું હોય તો મારી સાથે ચાલો, એ મકાનને ઘણું સરસ છે માટે હું તો એજ મકાનમાં રહેવા જઇશ. એટલું કહી ગાડી ભાડે રાખેલા ઘર તરફના રસ્તે હંકાવી. રસીક ઘણો હુશીયાર હતો, તેથી પોતે જે બોલતો તે બનતા સુધી કરતો. તેને બીલકુલ ગરબડ સરબડ ગમતી નહોતી તેથી તે પોતાના ધારેલા વીચાર પ્રમાણે ભાડાના ઘરમાં રહેવા ગયો. સ્વચ્છંદીને તો આ ભાડાના મકાનમાં રહેવું પ્રસન્ન નહોતું, પરંતુ, શું કરે! પોતાનો પતિ દુઃખી તો પોતાને પણ દુઃખ ખમવુંજ પડે. તેટલા કારણથી સ્વચ્છંદી પોતાના પતી પાસે રહી હરરોજ સેવા બજાવતી. કોઇ કોઇ વખતે ફુરસદના વખતે પોતાના માબાપને મળવા જતી. રસીકને સાસરાનો પૈસો ખાવો બીલકુલ પસંદ નહોતો. પોતે સારા જ્ઞાનવાળો હતો તેથી પોતાના સાસરેથી બારોબાર દરબારમાં જઇ કલાર્કની જગા ઉપર પચાસ રૂપીયાનો પગાર નકી કરી નોકરીએ રહ્યો. રસીક દરમાસે પચાસ રૂપિયા પગાર લાવતો, પરંતુ એક રાજદરબારની માફક સાહ્યબીથી રહેતો હતો. તેને સાફસુફ કપડાંલત્તાં વગેરે ઉપર વધારે શોખ હતો અને આનંદમાં દીવસ ગુજારતો.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### મેનાનો સુંદર ઉપર કાગળ.

સુંદરલાલે હસરાજ શેઠને ત્યાંથી નીકળી ગંગાધર શેઠને ત્યાં માસીક બસો રૂપીયાના પગારથી નોકરી કરવી શરૂ કરી. આ શેઠની પણ તેના ઉપર અસલથી ચાહના સારી હતી શેઠના પુછવાથી સુંદરલાલે પોતા ઉપર બનેલ હકીકત અથથી ઇતિ સુધી કહી સંભળાવી તેથી વિશેષમાં એટલું પણ વધારે જણાવ્યું હતું કે તેમની મોટી છોકરી એટલી તો મને ચાહતી હતી કે મા'ના પાસેથી તે બીલકુલ ખસતી

નહોતી. પરંતુ મેં મારા મનને એમજ નક્કી કર્યું કે અન્નદાતારની છોકરી ઉપર નજર કરવી તે અઘટીત છે, માટે મેં તેને તેમ વરતવાને ના પાડી. તેથી તેના મનને ખાતરી થઇ કે સુંદરલાલ કોઇ કાળે પલળનાર નથી એમ વિચારી તણે તેના પીતાજી આગળ મેં આપને કહી બતાવ્યું તે પ્રમાણે ખોટું ગોઠવ્યું. વળી ગઇ કાલ રોજ પણ મને રસ્તામાં તે સામી મળી હતી, તે વખતે પણ મને તેણે એક કલાક ઉભો રાખ્યો ને મારા ઉપર વીશેષ પ્રેમ દેખાડયો ! છતાં મેં તેને એક પણ શબ્દનો જવાબ આપ્યો નહીં. અને હજી પણ તેની જેવીને તેવીજ મારાપર પ્રીતી છે. વળી થઈ ગયેલી ભુલની મારા પાસે માફી માગે છે અને છેવટે મારે માટે જીવ પણ આપવા તૈયાર થઇ ગઇ છે, પરંતુ શેઠજી ! મારાં લગન મારા પીતાજીએ મારા દેશમાં કરી નાંખ્યાં છે. મારી સ્ત્રી મારા ઘેર ઝુરી મરતી હશે. શેઠજી મારે એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી કરવાના સોગન છે. જેથાં મારી આબરૂને તેણે ખલેલ પહોંચાડી હલકી કરી દીધી છે. વળી તેમના ઘર તરફના રસ્તે થઇ જવા માટે પણ મને મના કરી છે. પરંતુ આપને તો આ વીશે બરાબર ખાત્રી થઇ ગઇ કે જેથી આપને વધારે કહેવું ઠીક નથી. હું કેવો માણસ છું, અને મારી વર્તણુક કેવી છે તે હવે આપને પ્રત્યક્ષ જણાશે; કારણ કે હું આપને ત્યાં નોકરી રહ્યો છું એટલે આપને પ્રત્યક્ષ ખબર પડશે. આ સાંભળી ગંગાધર શેઠ બોલ્યા—સુંદરલાલ ! તમે જરા પણ ગભરાશો નહીં. હવે મના તમને શું કહે છે તે આવી મને કહેજો એટલે પછી તેને માટે શું કરવું તે હું તમને કહીશ. મને તો તમારી પુરી ખાત્રી છે કે તમે ચોખ્ખા માણસ છો, પરંતુ તમે માનસહિત મારી પાસે રહ્યા નહીં અને છેવટે અપમાનની સાથે નીકળવું પડયું પણ ફીકર નહીં જે બનનાર હતું તે બન્યું, જેથી હવે તમે બેફીકર રહો, અને સુખેથી નોકરી કરો. આ પ્રમાણે શેઠનાં ધીરાં વાક્યો સાંભળી સુંદરલાલ દરરોજ પ્રફુલીત રહેતો અને એક ચીત્તે પોતાના શેઠની નોકરી બજાવતો. એક દીવસ સુંદર પોતાના મકાનમાં બેઠો બેઠો કાંઇ કામ કરતો હતો, તે વખતે મેના મકાન આગળ આવી ઉભી રહી અને સુંદરલાલને બુમો મારી. જેથી સુંદરલાલે બારીમાંથી ડોકું કાઢીને જવાબ દીધો પછી મેનાએ તે બારીમાં નીચે લખેલો કાગળ પડીકું વાળી ફેંકયો.

વહાલા પતી સુંદરલાલ,

મુ. આફ્રીકા.

વહાલા ! મેં આપને ઘણું કહ્યું છતાં આપે માન્યું નહીં. હું આપના વીના અકળાઇ ગઇ છું. પ્રાણનાથ ! આપ વીના મને બી-

કબુલ ગમતું નથી. વહાલા તમોને જોયા શીવાય મને અન પાણી પણ ભાવતું નથી. પ્રાણનાથ! આપને ત્યાં અડચણ હતી, તો આપ આ દાસીને આપની પાસે બોલાવો. આપનાથી મેં બીલકુલ જુદાઇ ગણી નથી. મેં આપની સાથે સંબંધ બાંધવાને ઘણું કર્યું છતાં આપ એકના એક વચને રહી મારા પીતાજીની નોકરી છોડી ચાલ્યા ગયા પણ મારી વાત કબુલ ન રાખી. પ્રાણનાથ! આપે મારા મનની ઉમેદ પાર નહીં પાડવાથી છેવટે મેં મારા પીતાજીને ખોટું સમજાવ્યું, પરંતુ પ્રાણનાથ આપ જે ફરમાવશો તે પ્રમાણે ચાલવાને આ આપની દાશી તૈયાર છે. આપને છેવટે લાચારીથી કહું છું કે આપ મને બીલકુલ નહીં બોલાવો તોપણ મારે દુનીઆપર બીજો ભરથાર કરવાના સોગન છે. માટે પ્રાણનાથ! આ દાસીપર મેહેર કરો. પ્રાણનાથ આ આપની દાશી મારા પીતાજીથી અને વૈરભાવથી દુર થઇ આપની સાથે રહી આપની અર્ધાંગના બનવા તૈયાર છે. માટે પ્રાણનાથ ગમે તેમ કરી આ દાસીને આપની પ્રીય બનાવશો એવી આશા રાખું છું.

પ્રાણનાથ! કાગદ લીખુ કપુરસે, બીચ બીચ લીખું સલામ;

લી૦ આપની.

વિયોગી દાસી મેના.

મુ. આફ્રીકા.

કાગળ વાંચ્યા પછી સુંદર પોતાના મનમાં ચકીત બની ગયો. ઠીક થયું, મારા લાગમાં ઠીક આવી છે. જો આ મારા શેઠને વંચાવીશ તો તેમને પણ પુર્ણ ખાતરી થશે અને કયે રસ્તે જવું તે પણ સલાહ મળશે ને વળી તેમનો મારા ઉપર પુર્ણ પ્રેમ વધશે, માટે સઘળું કામ પડતુ મુકી શેઠ પાસે જવું અને પછી શેઠના કહેવા પ્રમાણે વર્તવું, એમ ધારી ત્યાંથી નીકળી પોતાના શેઠ પાસે જઇ ઉપર પ્રમાણે લખેલો કાગળ વંચાવ્યો, અને શેઠને સઘળી ખાત્રી કરાવી. આ કાગળ વાંચી શેઠ તેના ઉપર અત્યંત ખુશી થયા અને કહેવા લાગ્યા કે સુંદર! તુ સાચો છે. તારૂં કહ્યું શબ્દે શબ્દ ખરૂંજ છે. તારા સઘળા બોલો હવે મને પુરેપુરા સત્ય લાગે છે. આ કાગળ પ્રમાણે તો તેણેજ તેના પીતાને આડું અવળું સમજાવી જુઠો આરોપ મુકી ખસેડી મુકયો. હવે મને પુરી ખાત્રી થાય છે કે તેજ તને આટલો મોટો ધોકો પોચાડનારી છે. સુંદરલાલ મારૂં કહેવું માની થોડા દીવસ આ કાગળ છાનો રાખી તું તારી પાસે સાચવી રાખ. તું તેને બીલકુલ જવાબ સરખો પણ આપીશ નહીં. જોઇએ વારૂ એ હવે શું કરે છે? જ્યારે તેનો બાપ તારી પાસે રૂપીઆની ઉઘરાણી કરવા આવશે

અને તારો વાંક કાઢશે, ત્યારે આ કાગળ બતાવીશું, માટે તું આ કાગળને ઘણી સંભાળથી રાખજે. સુંદરલાલ તું સાચો અને પ્રમાણીક છે તેથી મને તારા ઉપર વીશેષ પ્રેમ આવે છે. માટે તેમની પાસે હું તારી તરફેણ ખેંચી બરાબર બંદોબસ્ત કરાંશ. હવે તું તે બાબત જરા પણ ગભરાઇશ નહીં. એ છોકરીવીશેની હવે મને બરાબર ખાત્રી થઇ ગઇ છે. હું તેને હાલ સુધી પવીત્ર અને સારી ચાલની ધારતો હતો, પરંતુ એમ નહોતો ધારતો કે તે આટલા લક્ષણે પહોંચી હશે, પણ હવે તો મને બરાબર ખાત્રી થઇ છે કે તેજ તારી આબરૂપર હાથ નાંખનાર છે જેથી તું કોઇ વાતે સોચ નહીં કરતાં તું તારે તારા કામપર તત્પર રહે તને હવે ફીકર કરવાનું કાંઇ પણ કારણ નથી, ફીકર ખાસ મનેજ છે. સુંદર કદાચ આબરૂ જશે તો પણ તેમનીજ જશે, તારે માટે તું જરા પણ મુંઝાઇશ નહીં. હવે તું નોકરી પર સત્વર ચઢીજા. જોઇએ છે, આગળ શું થાય છે! એટલું કહી સુંદર અને ગંગાધર પોતપોતાને કામે ચાલ્યા ગયા.

## પ્રકરણ ૭ મું.

### તારાનું આફ્રીકે આવવા નીકળવું.

તારા પોતાના પીતા પાસે આવી, પોતાના પતિ પાસે આફ્રીકે જવા માટે કહેવા લાગી. પીતાજી તેમનો કાગળ આઠ દીવસ થયા છતાં પણ આવ્યો નહી માટે પીતાજી ગમે તે માણસને મારી સાથે મોકલી મને તેમની પાસે મોકલાવો નહીં તો હવે મારો જીવ આ દેહમાં રહેવાનો નથી. પીતાજી આપના વચનને આધીન થઇ હું આટલા દીવસ સુધી પત્રની રાહ જોઇ બેઠી હતી. માટે ગમે તેમ કરી મને તે તરફ મોકલાવી આપો તો હું આપનો ઉપકાર કદી ભુલીશ નહિં. પીતાજી આપ સમજુ છો જેથી આપને વધારે શું કહેવું? મને આપની પાસે વધારે કહેતાં શરમ આવે છે. માટે પીતાજી આપ દુકાને જઇ ગમે તે માણસને મોકલી મને બંદોબસ્ત કરી મોકલાવી આપો. એટલું કહેતાની સાથે પ્રેમચંદ શેઠ બીચારા પોતાની દુકાનની પેઢી ઉપર જઇ પોતાના હુશીયાર મુનીમને બોલાવીને ઘેર આવ્યા. અને તારાનો તથા મુનીમનો બંનેના સામાન પેક કરાવી, તારાને આફ્રીકે પહોંચાડવા હુકમ કરી શેઠ પોતાની દુકાન ઉપર ગયા. પછી તારા હર્ષથી પોતાની સાહેલી લલીતાને તથા પોતાની નણંદ મણીને તથા પોતાની સાસુ માણેકબાઇને મળીને આફ્રીકા જવાનું

કહી સાસુની આજ્ઞા મેળવી. મણી તથા પોતે પોતાને ઘેર આવ્યાં. ટ્રેન ઉપાડવાને ચાર કલાક વાર હતી. તેથી તારા અને મણી ઘરમાં એકાન્ત જગ્યામાં બેસી મણી તારાને શીખામણ આપતી હતી. ભાભી પરદેશનો રસ્તો છે તેથી રસ્તામાં ઘણી સંભાળ રાખજો. અને સાથ ખાવાનું પુરતું રાખજો. તથા ત્યાં જઇ મારા ભાઇને ઘરની બનેલી હકીકત કહેજો અને ત્યાંના સર્વ સમાચાર તમારાજ હાથે અહીં લખી મોકલજો ત્યાંની બીના જાણવાને મને ઘણી જરૂર છે. વળી મારા ભાઇને રસિકભાઇની પણ ખબર કહેજો, તેમજ દુર રસ્તે જવું છે તેથી કોઇ માણસને પણ સાથે લેતાં જજો, એકલાં જશો નહિ ભાભી તમારા વિના મને ગમશે નહિ; તેમજ તમારી મોટી ખોટ પડશે. હાલમાં ભાઇનો પણ કાગળ નથી તેથી ઘણી ફીકર થાય છે. માટે તમો જઇને તરત કાગળ લખજો. વળી ત્યાં આપણું કોઇ ઓળખીતું પાળખીતું નથી, તેમ પરદેશ છે, તેથી ઘણી સંભાળથી રહેજો. અહીં મારી મા બીચારી એકલી હોવાથી તેમ ઘર તરફની પણ મુઝવણને લીધે શબવત બની ગઇ છે. ભાભી ઘરની તમામ બીના તમે જાણો છો તેથી તમને વધારે કહેવું પડે તેમ નથી. તમારાથી કાંઇ છાનું નથી, સુખ દુઃખ તમારાથી કાંઇ અજાણ્યું નથી. લેણદાર લોકો રૂપીઆ માટે જીવ ખાઇ જાય છે, માટે ઘર તરફની ચીન્તા રાખી જે કામ કરો તે વિચારી કરજો. તમે હુશીયાર તેમ સમજુ છો તેથી વધારે કહેવું પડે તેમ નથી. ભાભી હવે ટ્રેન ઉપડવાને એક કલાકજ બાકી રહ્યો છે માટે ઉતાવળથી સ્ટેશન ઉપર જઇએ, નહી તો ટ્રેન ઉપડી જશે જેથી પાછુ ઘેર આવવું પડશે. માટે ચાલો—આપણે સ્ટેશન ઉપર જઇ બેસીએ. આ પ્રમાણે મણીએ કહ્યા બાદ તારાની બીજી સખી લલીતા બોલી. બહેન ? સંભાળીને જજે અને તારા પતિની સેવા ખરા અંતકરણથી કરજે ? કોઇ હુંકારો કરે તો સહન કરજે ! તેમનું વચન લોપીશ નહિ ! તેમના સુખે સુખ માનજે ને તેમના દુખે દુખ માનજે. ટ્રેનમાં સાચવીને જજે અને પહોંચ્યાનો કાગળ તુરત લખજે. તારી અહીં ઘણી ખોટ પડશે. બહેન છેવટે ટુકમાં એટલુંજ કહું છું કે કોઇની સાથે તું વીરોધ રાખીશ નહી અને બધાની સાથે હળીમળીને ચાલજે, તેમજ કોઇ નઠારા માણસનો સંગ કરીશ નહી, તથા તારા પતીની સેવા બજાવવા લુબ્ધ રહેજે. વળી દુનિઆમાં પતીની સેવા કરવી એજ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. વળી બેહેન તું ત્યાં જે કામ કરે તે પહેલાં ભવિષ્યનો વિચાર કરીને કરજે છેવટે ટુકામાં એટલુંજ કહું છું કે તુ સમજુ છું તેથી વધારે કહેવું પડે તેમ નથી, એટલી વાત કરતામાં સ્ટેશન ઉપર આવી

પહોંચ્યાં. અને ફર્સ્ટ ક્લાસની ટીકીટ લઇ નોકર તથા તારા ટ્રેનમાં બેસી ગયાં. ટ્રેન ઉપડી. જેથી તારાને વળાવા આવેલાં ઉદાસ મોઢે ઘર તરફ પાછાં ફર્યાં.

## પ્રકરણ ૮ મું.

### રસીકલાલને ઉંચી પદવી.

રસીકલાલને આ નોકરી કરતાં છ માસ પણ પુરા થવા આવ્યા નહોતા. એટલામાં રસીકલાલની હુશિઆરી જોઇ તેનો પગાર મહારાજાએ પચાસથી વધારી એકદમ દોઢસો રૂપીઆની મુનસફની જગ્યા આપી. રસીકલાલને સારી પદવી મળી તેથી પોતાની નોકરી ઘણી ઉમંગથી કરતો હતો. રસીકલાલ દર માસે પોતાનું ખર્ચ કાઢતાં પગારમાંથી રૂ. ૧૦૦) બચાવતો હતો. વળી પોતાનો સસરો ત્યાં દીવાન હતો. છતાં પણ તેમની દરકાર બીલકુલ રાખતો નહોતો. તે પોતાના આપબળથી કમાવવું એજ તેનો પકો વિચાર હતો. રસીકલાલ ચાલાક અને હુશીઆર હતો. તેથી તેના ઉપર સરકારની પણ અત્યંત પ્રીતી હતી. કોઇ વખત સરકારમાં અઘરૂં કામ આવતું તો રાજા સાહેબ તુરત રસીકલાલને પુછતા અને તેનીજ પાસે ન્યાય અપાવતા. રસીકલાલ પોતે એવો ખંતીલો હતો કે ગમે તેવું અઘરૂં કામ હોય પરંતુ તે કર્યા વીના રહેતો નહીં. વળી સઘળા માણસોની તેનાપર પ્રીતી વધારે હતી. રસીકલાલ જેની રીતે હતો તેીજ રીતે તેની સ્ત્રી પણ હતી. તે પણ પોતાના પતીની આજ્ઞા શીવાય બહાર બીલકુલ પગ મુકતી નહોતી. સ્વચ્છંદીએ નાનપણમાં પોતાના પીતા પાસે ઘણું સુખ ભોગવ્યું હતું, પરંતુ તે સુખ મનપર લાવતી નહીં તેનો પતી કોઇ વેળા કોઇ કારણસર ઠપકો આપે તો તે પણ સહન કરી બેશી રહેતી. રસીકલાલ પોતાની નોકરી ઉમંગથી બજાવતો અને રૈયતને પુરતો ન્યાય આપતો. તેથી શેહેરના લોકો ઘણું તેના ઉપર ખુશ હતા. વળી શહેરમાં તો રસીકલાલને એક મોટા અમલદારની ગણનામાં ગણતા અને તેમના ઉપર વિશેષ પ્રેમ રાખતા, આ પ્રમાણે આ નોકરી રસિકલાલે ફકત એક વરસ કરી રાજાનો તેમ રૈયતને પ્યાર મેળવ્યો તેથી મહારાજાએ તેમના કામથી ખુશી થઇ તેમને સાતસો રૂપીઆની સબજડ્જની જગ્યા આપી. પરંતુ રસિકલાલ પોતાના ખર્ચમાં અસલ કરતાં એક પાઇ પણ વધારે ખર્ચતો નહોતો. પણ પોતાની ગરીબ સ્થીતી પ્રમાણે

ખર્ચ રાખતો. જેથી સારી રકમનો બચાવ કરતો. રસીકના મનમાં કોઇ વખત એમ આવતું કે સાસરાના તાબામાં રહી નોકરી કરવી એ ઠીક નહિ, માટે આ રાજ્ય છોડી બીજા રાજ્યમાં જઇ નોકરી કરૂં તો સારૂં. તેથી નવરાશની વખતે પુસ્તક વાંચી આગળ કાયદાનો અભ્યાસ કરતો. રસીકલાલ સવારના પાંચ વાગાથી તે સાત વાગ્યા સુધી અને સાંજરે સાડાપાંચથી સાડાસાત વાગ્યા સુધી પોતાની પત્ની સાથે ફરવા જતો હતો. અને બાકીનો વખત પોતાની નોકરી બજાવવામાં અને પુસ્તકો વાંચવામાં તથા આગળ અભ્યાસ વધારવામાં કાઢતો. અને તેની સ્ત્રી પણ નવરાશની વખતે તેની સાથે પુસ્તકો વાંચવામાં સામેલ રહેતી. સ્વછંદીને પોતાના પતીની સાથે એવું તો સરસ બનતું હતું કે તને પોતાને પીએર પણ જવું ગમતું નહોતું. તેના પીએરમાં તેના માબાપ શીવાય બીજું કોઇ નહોતું તેથી તેના બાપનો આધાર પણ ફક્ત સ્વછંદી ઉપર હતો. વળી તેના બાપને ત્યાંથી કોઇ કોઇ વખત સીપાઇ બોલાવવા આવતો તો પણ જતી નહોતી. રસીકલાલ પોતાના સસરાને સરકારી કામ બાબત કાંઇ કામકાજ હોય તો બોલાવતો તે શિવાય તેમને કોઇ દીવસ બોલાવતો નહોતો. પરંતુ પુરૂષોત્તમદાસ તો બીચારા તે બંને જણાને ઘણા હેતથી ચાહતા હતા અને એમ ધારતા હતા કે મારી મીલકતના વારસ મારી દીકરી અને મારા જમાઇ શીવાય બીજું કોઇએ નથી. પરંતુ રસીકલાલ તો તેમની મીલકતની બીલકુલ પરવા રાખતો નહોતો. રસીકલાલે નોકરીના પૈસામાંથી બચાવ કરી પોતાને માટે એક રબર ટાયરની બગી તથા શીગરામ અને ડોકીઆટ તથા ત્રણ ઘોડા ખરીદ કર્યાં હતા. દરરોજ પગે ચાલીને જવું પડતું હતું તેથી તેના મનને વીચાર થયો કે ચાલીને જવા કરતાં ગાડી ઘોડા ખરીદવા એ ઘણું સારૂં છે એમ વિચાર કરી પોતાના પગારના બચાવ કરેલા રૂપીયામાંથી એક રબરટાયરની ગાડી, એક શીગરામ, એક ડોકીયાટ તથા ત્રણ ઘોડા ખરીદ કર્યા હતા, રસીકલાલ હંમેશ પોતાના મનને એમજ ધારતો કે જાત મહેનત સિવાય હરામનું લેવું એ ખોટું છે. તેથી કોઇ દીવસ તેની સ્ત્રી હોનાના પીએરથી પૈસા લાવવા સંબંધી વાત કરતી તો તે તેને બીલકુલ પસંદ પડતું નહીં, પણ તે ઉલટો તેના ઉપર ચીડાઇ જતો. રસીકલાલ પોતાની નોકરી નેક દાનતથી કરતો હતો, તેથી સઘળા લોકોનાં મન તેના ઉપર પ્રફુલીત રહેતાં હતાં. અને સઘળા માણસોને તે ઘણો વહાલો લાગતો હતો. ન્યાય કરવામાં પોતે સગાભાઇ સરખાની પણ સીફારસ ખેંચતો નહોતો અને બરાબર ન્યાય આપતો, તેથી રસીકલાલ આખા શહેરમાં

પ્રમાણીક કહેવાતો હતો તેમજ પોતાની અઢાર વરસની ઉમરના પ્રમાણમાં તેણે સારૂ નામ મેળવ્યું હતું. રસીકલાલે આ નોકરી પણ બેજ વરસ કરી તે દરમીયાન મહારાજાનો વિચાર તે નોકરી કરતાં પણ ચઢતા દરજ્જાની નોકરી આપવી એમ થયો. તે ઉપરથી તેમને મોટા જડજની નોકરી રૂ. ૨૦૦૦)ના પગારના દરમાયાથી આપી જેથી રસીકલાલનું મન વધારે પગાર મળતો જાણી વધારે લલચાયું તેથી ત્યાંજ રહેવાનો વિચાર કર્યો અને નવી જગ્યાનો ચાજ તપાસી લીધો. બાદ થોડા દીવસ કેડે સ્વછંદીના પીતા માંદા પડયા. તે બે માસ માંદા રહી પોતાનો દેહ ત્યાગ કરી પરલોક ગયા. પછી સ્વછંદીના પિયેરમાં તેની મા એકલીજ રહી, તેથી સ્વછંદીને તથા રસીકલાલને પોતાને ત્યાં રહેવાનું કહ્યું પણ તેમને સાફ ના પાડી અને કહ્યું કે મારે તમારી મીલકતની બીલકુલ જરૂર નથી, હું કાંઇ નમાલો નથી, કે તમારી મીલકત ખાઇ બેશી રહું. મને પરમેશ્વરે મારામાં પૈસા પેદા કરવાની સત્તા આપીછે. અને જ્યાં સુધી મારી દેહ ચાલે છે ત્યાં સુધી મારે કોઇનું હરામનું લેવા ઈચ્છા નથી. માટે સાસુજી તમો તમારે એકલાં રહી તમારા દીવસ નીરગમન કરો. તમારી દીકરી તમારી ખબર અંતર લેવા દરરોજ આવશે તેમજ કોઇ રીતે મુઝાશો નહિ અને મનમાં ખોટું લાવશો નહિ તથા તમારે જે જોઇએ એ કહેજો કે હું મોકલી આપીશ. તેમજ તમારી તહેનાતમાં હું આ એક સીપાઇ મુકુછું તેને તમે કામ બતાવજો. તે ખુશીથી કરશે. માટે સાસુજી પધારો. અને કોઈ વાતે ચીન્તા કરશો નહીં. વળી તેમની પાછળ પૈસા વાપરવામાં કે પુન્ય દાન કરવામાં કસર રાખશો નહીં. એટલું કહી પોતાની સાસુને તેમને ઘેર વીદાય કર્યાં અને પોતે પોતની નોકરી ખરા દીલથી કરવા લાગ્યો. વળી પઇસાની ગરમીમાં પોતાના મા બાપ બેહેનને તો બીલકુલ વીસરી ગયો હતો છતાં તે નીયમથીજ ચાલતો હતો, અને સારા કામમાં હંમેશાં ભાગ લેતો હતો તથા પોતાનું ખર્ચ કરકસરથી કરતો જેથી સારી રકમનો બચાવ કરી બેંકમાં જમા કરી રાખતો હતો.

## પ્રકરણ ૯ મું.

### મા:ણેકબાઇને પોતાના દીકરાઓ માટે ચિંતા.

મણી અને માણેકબાઇ પોતાના ઓટલા ઉપર બેઠાં બેઠાં સુંદરલાલ અને રસીકના ઉચાટ કરે છે. બેહેન રસીક ક્યાં હશે? સુંદર

આફ્રીકામાં શું કરતો હશે? તેની શી સ્થિતિ હશે? હવે તારા આફ્રીકે પહોંચવાની તૈયારીમાં છે. ફક્ત હવે ચાર દીવસ પુરા થશે એટલે તે આફ્રીકા પહોંચશે. માટે સુંદરભાઇનો કાગળ અહીંથી તારાની સાથે ગયેલા મુનીમ તુરત લાવશે. પરંતુ વહાલો ભાઇ રસીક કયાં હશે? બ્હેન આપણા ઉપર પરમેશ્વરે પૈસે ટકે, તથા માણસથી કેર વરતાવી નાખ્યો છે, અને વીયોગ પડાવ્યો છે. તેમજ દુખ ઘણું પડે છે અને સુખનો દીવસ મુદલ આવતો નથી. જ્યાં જોઇએ ત્યાં દુ:ખ દુ:ખ ને દુ:ખ. આપણા ઉપર જ્યારે આટલું દુ:ખ છે ત્યાર તેમના ઉપર પરદેશમાં કેટલું દુ:ખ હશે? તેમની શી વલે હશે? તે કેમ દીવસ કાઢતા હશે? તેમાં વળી રસીકનો તો પત્તોજ નથી, તે આપણને વીસરી તો નહીં ગયો હોય? કે રખેને કાંઇ નવા જુની તો નહીં થઇ હોય? કે કાંઇ રખેને કોઇએ મારી તો નાખ્યો નહીં હોય. શું થયું હશે? કોણ જાણે! ઇશ્વર જાણે શું થયું હશે? હાય મારી પાસે પૈસા નથી, નહીં તો વહાલા રસીકનો પત્તો કાઢવા હું જાતે નીકળી પડત. બ્હેન મારૂં કાળજું કહ્યું કરતું નથી, મને આખી રાત ઉંઘ આવતી નથી, મને બીલકુલ અન્ન ભાવતું નથી. ભાઇઓના વિચારમાં ને વીચારમાં હું ગાંડાતુર બની ગઈ છું. પેટમાં વાયાની સુજો આવ્યા કરેછે અને મારૂં મન ભડકે બળી જાય છે. વળી બ્હેન આ બળતા હરમાંથી બચવાનો હવે એક ઉપાય નથી. જેવી આપણી સારી સ્થિતી હતી તેથી દશ ગણી ખરાબ થઇ ગઈ છે, પરંતુ શું કરીએ? હરીને ગમ્યું તે ખરૂં. એણે જે ધાર્યું હશે તે કરશે. પ્રભુ પૈસો નથી તો મળશે પરંતુ માહારા પુત્રનો પતો તો મેળવ. પ્રભુ છેક નીર્દય કેમ બની ગયોછે? પ્રભુ તને આ કરવું ઘટીત છે? શું આમ તને રીબાવવું સારૂં લાગે છે? એવો તે શું અમાગે ભારે ગુનો આવી ગયો છે! પ્રભુ હવે આ નીર્ભાગીને આ દુનીઆમાંથી તારી પાસે બોલાવી લે. હું તારા ધામમાં આવવા ઘણી ખુશીછું. વળી પ્રભુ સારૂં યા નરશું કરનાર તુંજછે, તારા વીના કોઇથી બનનાર નથી માટે ગમે તેમ કરી મારૂં ભલું કર, નહીં તો તારાજ ચરણમાં આ મારો જીવ અર્પણ કરીશ પ્રભુ આ દાસીનો છેવટનો સવાલ છે, જેથી તું સહાય કર ને કાંઇ પતો મેળવી આપ. પ્રભુ હવે હદ થઇછે. તેં અમારી પરીક્ષા ઘણીજ જોઇ અને ઘણુંજ દુ:ખ દીધું માટે હવેથી દુ:ખ દુર કરી મુજ જેવી ગરીબ ઉપર દયા લાવો તો સારૂં. એટલું કહી બીચારી ચીંતામાં ને ચીંતામાં પોતાના કામમાં ગુંથાઇ ગઇ અને મણી પોતાને સાસરે ગઇ.

## પ્રકરણ ૧૦ મું.

### તારાનું આફ્રીકા આવવું.

સુંદરલાલની પત્ની તારા અને તેના પીતાનો મોકલેલો મુનીમ બંને હંસરાજ શેઠના સરનામે આવી પહોંચ્યા. અને હંસરાજ શેઠને ત્યાં ખબર કાઢી તો સુંદલાલ બીજે રહેછે તેની ખબર મળી જેથી ગાડીવાન પાસે ગાડી તે બાજુ હંકાવી. બને જણ સુંદરલાલના મકાન ઉપર આવી પહોંચ્યાં. સુંદરલાલ તે વખતે રસોઇ કરતો હતો. તેની સ્થિતિ તે વખતે એક ગરીબ કંગાળ માફક બની ગઇ હતી. તારાને અને મુનીમને આવેલા જોઇ સુંદરે પુછયુ કે તમે કેમ આવ્યાછો? કોણ છો? કયાં રહો છો? તમારે મારા મકાન ઉપર આવવાનું કારણ શું છે? આવાં સુંદરલાલનાં વાકયો સાંભળી તારાની સાથેનો આવેલો મુનીમ તો શરમીંદો બની ગયો. અને તારા ને કહ્યું કે બેન! સુંદરલાલ તો તમને બીલકુલ વીસરી ગયોછે. વળી તે તેઓ આપણને બીલકુલ ઓળખતા પણ નથી તેથી તારાએ કહ્યું કે મુનીમજી! આ નહિ ઓળખવાનો ભેદ કાંઈ જુદોજ હોય! જોતાએ! કારણ કે તેમણે બ-હાવરા બનીને મને જવાબ આપ્યોછે તેથી તેમના મનની ભ્રાંતી હું ભાગી નાખું એમ ધારી તારા એકદમ ધુંઘટો તાણી બોલી પ્રાણ નાથ! આપે મને નહીં ઓળખી? એ તો હું આપની અર્ધાંગના તારા! આ વાકયો સાંભળી સુંદર શરમાઇ ગયો અને બોલ્યો તારા તું અહીં-કયાંથી આવી? તને અહીં કોણ લાવ્યું? તારી સાથે આ કોણછે? તેના જવાબમાં તારાએ કહ્યું કેઃ—આપે મને કહ્યું હતું કે હું ત્યાં જઇને તેડાવી લઇશ તો તે બાબતના કશા ખબર કે અંતર તેમજ કાગળ પણ બીલકુલ નહિ આવવાથી આપની દાસીને રાત દિવસ બીલકુલ ચેન પડયું નહિ. તેથી મારાં માત પિતાની રજા લઇ ને તથા મારા પિતાશ્રીના મુનીમને સાથે લઇને આવી છું. જેથી આપના સુખદુઃખમાં ભાગમાં લઇશ. પછી તારાએ સુંદરલાલને કહ્યું કે—પ્રાણનાથ આપ રસોડામાંથી બહાર પધારો હું આપની દાસી આપની પાસે હાજર છું, છતાં આપ રસોઇ કરો તે અઘટીત કહેવાય. એમ કહી તારા ઠંડા પાણીએ નાહી, સ્વચ્છ કપડા પેહેરી લઇ રસોડામાં રસોઇ કરવા ગઇ અને પોતાની સાથે આવેલા મુનીમને પાણી મુકી નવરાવ્યા બાદ થોડા વખતમા તારાએ રસોઇ તૈયાર કરી અને સુંદરલાલને તથા મુનીમને પાટલો ઢાળી આસન આપી જ-મવા બેસાડયા. સુંદરલાલ આ વખતે તારાના હાથની પેહેલ વેહેલી રસોઇ જમતો હતો તેથી જમતાં જમતાં આશ્ચર્ય પામતો હતો,

અને પોતાના મનમાં વખાણતો હતો. હરરોજ તેને પોતાના હાથે રસોઇ કરી જમવું પડતું હતું, પરંતુ આજે તો પોતાની સ્ત્રીના હાથનું ભોજન તથા પોતાની સ્ત્રી મળવાથી સુંદરના આનંદનો પાર રહ્યો નહીં. પછીથી તેણે નોકર સાથે ચીઠ્ઠી લખીને પોતાના શેઠની ઉપર મોકલી આપી અને જણાવ્યું કે મારે ઘેર મેમાન આવવાથી આવી શકાશે નહિ. બાદ એક ભાડાની ગાડી મંગાવી તારા તથા તેના પીતાશ્રીનો મુનીમ અને સુંદરલાલ બહાર ફરવા નીકળ્યાં. અને સુંદરલાલે સઘળુ શેહેર બતાવ્યું. ચાર દીવસમાં કસ્તુર તથા તારા સર્વ ઠેકાણું જોઇ વળ્યાં. બાદ કસ્તુરે મણીપુર જવા સારૂ સુંદરલાલ પાસે રજા માગી તેથી સુંદરલાલે તેને એક અઠવાડીયું વધારે રહેવા સુચવ્યું, તેમજ સુંદરલાલે તેને ઘણો આદરસત્કાર કર્યો તેથી કસ્તુર ત્યાં રોકાયો. કસ્તુર સુંદરલાલની તમામ હકીકતથી વાકેફ થયો, જેટલા દીવસ કસ્તુર ત્યાં રહ્યો તેટલા દીવસમાં તારા અને સુંદરને એકાન્તમાં વાત કરવાની પણ ફુરસદ મળતી નહોતી. એક દીવસ ત્રણે જણા પોતાના મકાનમાં બેઠા છે. એટલામાં સુંદરલાલના શેઠ ત્યાં આવી પહોંચ્યા. તારા શેઠને જોઇ અંદરના ઓરડામાં ચાલી ગઇ. શેઠ આવી સુંદરલાલને પુછ્યું કે સુંદરલાલ કોણ મેમાન છે? આ કોણ છે? સુંદરલાલે જવાબ આપ્યો કે આ મારા સસરાના મુનીમ છે. અને અંદરના ઓરડામાં છે તે આપના દાસની સ્ત્રી છે એમ શેઠને કહ્યું. પછી શેઠે તેમને ત્રણે જણાંને પોતાને ત્યાં જમવાનું નોતરૂં દીધું. તે સાંભળી સુંદર બોલ્યો, શેઠજી! ઘણી ખુશીથી અહીં જમીએ છીએ તે પણ આપનુંજ છે વળી આપનું કયું અને મારૂં કયું? તે સઘળું એકજ છે. આ પ્રમાણે બોલવાથી શેઠ બોલ્યા— સુંદરલાલ ના આજે તો આપણે ત્યાંજ જમવા આવજો. હું જઇ રસોઇની તૈયારી કરાવું છું, તેથી બે કલાકમાં રસોઇ તૈયાર થઇ જશે માટે તમો બે કલાક રહી જરૂર આવજો. વળી હરવખતે કસ્તુરલાલ ક્યાં આવવાના છે માટે તમે બે કલાક રહી જરૂર આવજો. હું જઇ ગાડીવાળાને ગાડી લઇ તમોને બોલાવા મોકલીશ. એટલું કહી શેઠ પોતાના ઘર તરફ ગયા. બાદ સુંદરલાલે મુનીમને પોતાના એકઠા કરેલા રૂપીઆમાંથી પાચસો રૂપીઆ બચાવી દુઃખ વેઠી રાખ્યા હતા તે આપ્યા ને કહ્યું કે આ રૂપીઆ અને નીચે લખેલો કાગળ તમને આપું તે મારા ઘર આગળ જઇ મારા માતુશ્રીને આપજો. અને બેહેન વીગેરેને મારા ખુશ ખુશાલીના સમાચાર કહજો એટલું કહી નીચે પ્રમાણે કાગળ લખી આપ્યો.

**વહાલાં માતુશ્રી આણુંકબા તથા વહાલી બેહેન મણી.**

સુ. મણીપુર

માતુશ્રી તેઓ અહીં સહીસલામત આવી પહોંચ્યા છે. મુનીમની સાથે રૂ. ૫૦૦ ) મોકલ્યા છે તે મળેથી જવાબ લખજો વળી મારી ફીકર તમો કરશો નહી. અમો ખુશી આનંદમાં છીએ. રસીકની વાત સાંભળી મારા મનને ઘણી ચીન્તા પેદા થઇ છે. રસીકનો પત્તો મળે કે તુરત મને જણાવજો. બેહેન મણીની વાત સાંભળવાથી હું ઘણો દીલગીર થયો છું અને વળી રતીકાન્તા સુધરી જવાથી મને આનંદ થયો છે. અહીંયાં મારે હાલ ત્રણ લાખ રૂપીઆ દેવા થઇ ગયા છે. અને જુના શેઠની સાથે નીરોધના વધી ગઇ છે. મેં થોડા વખતપર ઘણો સખત મંદવાડ ખાધો હતો, પણ હાલમાં મારી તબીઅત સારી છે. બીજે ઠેકાણે નોકરી દર માસે બસો રૂપીઆના પગારથી કરૂં છું. પરંતુ અત્રે આવી ઉલટો વધારે ખર્ચમાં આવી પડયો છું, પરંતુ હાલમાં પરમેશ્વરની કૃપાથી સારૂં છે માટે તમો કોઇ મુંઝાશો નહી. આટલા દીવસથી કાગળ નહિ લખવાનું કારણ એજ હતું કે તમો મારી બીના સાંભળી ઉલટાં દુઃખી થાવ. હવે બીલકુલ દુઃખ નથી. ભાઇનો પત્તો લાગે કે તુરત લખી જણાવજો અને દેવાદારોને ધીરજ આપજો. તેમજ પૈસા મળેથી મોકલાવીશ. તમો જરા પણ મુઝવણ લાવશો નહીં, હું કાગળ હર વખતે લખતો રહીશ. એજ.

લી૦

વાહલા પુત્ર સુંદરના પ્રણામ.

સુ. આફ્રીકા.

શેઠ ગંગાધરની દુકાને.

ઉપર પ્રમાણે કાગળ લખી રહ્યા પછી કાગળ અને રૂપીઆ મુનીમને સોંપ્યા. અને શેઠને ઘેરથી તેમને જમવા તેડવા માટે ગાડી મોકલી હતી તેમાં ત્રણે જણાં બેઠાં અને શેઠને ઘેર પહોંચ્યાં. ત્યાં શેઠજીએ રસોઇઆ પાસે નવી નવી જાતના પકવાનો, ને નવી નવી જાતનાં ભજીઆં, નવી નવી જાતનાં, શાક તથા તરેહ તરેહના રાયતાં, વીગેરે ભોજન સારૂં તૈયાર કરી રખાવ્યું હતું ને જમી લીધું તથા પાન સોપારી વિગેરે ખાધાં, પછી સાંજના સાત વાગ્યાનો સમય થવાથી અને બીજે દીવસે મણીપુર તરફ કસ્તુરને મોકલવાનો હોવાથી ત્રણે જણાં સુંદરલાલને ઘેર આવ્યાં. બાદ થોડીક આડી અવળી વાતો કરી તથા પરોઢિયે વહેલું ઉઠવાનું હોવાથી ત્રણે જણ પોતપોતાની પથારીમાં નિંદ્રાવશ થયાં.

બીજે દીવસે પરોઢમાં ઉઠી દાતણ પાણી કરી ચાહ પી સર્વ તૈયાર થયાં. કસ્તુરે પોતાનો સામાન ટ્રંકમાં ભરીને પેક કર્યો. પછી સુંદરલાલે ગાડી મંગાવી ને કસ્તુરને સ્ટેશન સુધી મુકવા ગયા અને કસ્તુરને ટ્રેનમાં બેસાડી વીદાય કર્યો. પછી તારા અને સુંદરલાલ પોતાના ઘર તરફ ગાડીમાં બેસીને આવ્યાં. ઘેર આવ્યા પછી સુંદરલાલે પોતાના ઉપર ગુજરેલી સઘળી વાત અથથી ઇતિ સુધી પોતાની સ્ત્રીને કહી, જેથી તારા સાંભળી ઘણી દીલગીર થઇ.

## પ્રકરણ ૧૨ મું.

### રસીકલાલનું પરદેશથી ઘર તરફ આવવું.

રસીકલાલ ચંદ્રપુરના રાજ્યમાં સજ્જનોની નોકરી સારી ખંતથી કરતો હતો અને ન્યાયથી ચાલતો હતો. અને પોતાના સાસરાના પૈસાની બીલકુલ પરવા રાખતો નહોતો. તે પોતાના હાથે કમાવું એજ શ્રેષ્ટ ધારતો હતો. વળી પોતે ઘણો મહેનતુ હોવાથી કોઇ કામમાં ભુલ કરતો નહિ, તથા જે કામ કરતો તે અતિ હોંસથી અને એક ચિત્તથી કરતો. તેથી રાજાની તેના ઉપર અથાગ પ્રીતી હતી. તેમજ તેની હુંશીઆરી જોઇ તેના ઉપર તેમનો અથાગ પ્રેમ હતો. વળી રાણીઓ સુધાં પણ રસીકની સલાહ લઇને કામ કરતાં હતાં. રસીકલાલ પ્રમાણિક અને ન્યાયી હતો તેથી રાજાનો તેના ઉપર પૂર્ણ વીશ્વાસ બેઠો. જેથી તેમને લાયક જાણી તેમના સસરાવાળી જગા આપવાનું નકી કર્યું, અને તે જગા તેને સોંપી. દીવાનની નોકરી છ માસ સુધી કરી તેટલામાં તેમની સાસુ પણ ગુજરી ગઈ તેથી સ્વછંદીના પીએરમાં કોઇ પણ માણસ રહ્યું નહીં, તેથી સ્વછંદી માબાપની શોકનાથી હરરોજ સુકાતી જતી હતી. સ્વછંદીને ભાઇ કે બેહેન કોઇજ હતું નહીં તેથી તેના મનમાં ઘણી મુઝવણ આવતી હતી, માબાપના ગુજરી ગયા પછી બીચારી પોતાને ઘેર તાળું વાસી રસીકની પાસેજ રહેતી. એક દિવસ સ્વછંદીએ રસીકલાલને કહ્યું કે પ્રાણનાથ! મારા પીએરની મીલકત આશરે પંદર લાખની છે તથા રહેવાને બંગલો વીગેરે પણ છે. માટે આપણે આ ભાડાના ઘરમાં રહેવા કરતાં ત્યાં રહીએ તો કેવું સારૂં? તે સાંભળી રસીકે તેને કહ્યું કે મને પરાયો પૈસો બીલકુલ ખપતો નથી ને હું બીજાનો પૈસો ખાવાની ઇચ્છા રાખતો નથી. માટે તે વાત તું મારી આગળ બીલકુલ કરીશ નહિ. પ્રાણનાથ! એ મીલકત હવે આપણા વિના કોણ ખાનાર છે?

તથા ત્યારે શું માત્ર પીતાના મીલકત બીજાને લુંટી જવા દેવી એ તા-મને ઠીક લાગે છે ? વળી એ મિલકત લેવાથી આપણને કોઈપણ જાતની નાહાનમ નથી. હવે તો એ મીલકત આપણીજ કહેવાય. માટે પ્રાણ-નાથ આ દાસીનું કહ્યું માની ભાડાનું ઘર તજી દઈ આપણા પોતાના ઘરમાં જઈએ તો ઘણું સારૂં. આવી રીતે તારાનું બોલવું સાંભળી રસીક બોલ્યો. તને આ ઘર પસંદ નથી તો ચાલો ત્યાં જઈએ ? પ્રાણ તારૂં દીલ દુભાવીશ નહી. એમ કહી ભાડાના ઘરમાંથી નીકળી તમામ સામાન ગાડીમાં ભરાવી પુરૂષોત્તમ દીવાનવાળા ઘરમાં રહેવા ગયા. તેમને ત્યાં પણ ઘરમાં સામાન બહોળો હતો અને પૈસાની પણ ખોટ નહોતી તેથી હરરોજ પતી પત્ની આનંદમાં રહેતાં. પરંતુ બી-ચારી સ્વચ્છંદાને દુઃખ માત્ર એજ હતું કે તે સંતાન વીનાની હતી. તેથી હમેશાં તેની ચીન્તામાં બળી ભસ્મ થતી હતી. રસીક તો કાંઈ પણ જાતની ફીકર રાખ્યા સિવાય પોતાની નોકરીનું કામ એક ને-કીથી બજાવતો હતો.

એક દિવસ એવો બનાવ બન્યો કે રસીકલાલ પોતાના ઓર-ડામાં રજાના દીવસે બેઠો બેઠો પુસ્તક વાંચતો હતો. તે વાંચતાં વાંચતા 'માબાપ પર હેત' એ નામનું પુસ્તક તેના હાથમાં આવ્યું તેથી તે પુસ્તક પહેલેથી તે છેવટ સુધી વાંચી ગયો ને વાંચી રહ્યા પછી તેના હોશજ ઉડી ગયા તથા તેનો ચહેરો ફીકો પડી ગયો અને શરીરનું લોહી તદન ઉડીજ ગયું તેમજ તદન બેહોશ બની ગયો. આમ બનવાનું કારણ બીજું કાંઇજ નહોતું, તે પુસ્તક વાંચવાથી તેને પોતાની મા, બેહેન, ભાઇ, સાંભળી આવ્યાં હતાં. વળી પોતાના ભાઇના સરનામાની નોંધ પણ ખોવાઈ ગઇ હતી તે પણ તેને યાદ આવ્યું અને વીચાર કરવા લાગ્યો કે ચીઠી ક્યાં મુકી હશે ? એમ સોચ કરતો કરતો આખા ઘરની દરેક પેટીઓ, પટારાઓ વિગેરે ખુણે ખોચરે સઘળે ઠેકાણે શોધી વળ્યો, પરંતુ તેને તે સરનામાનો બીલકુલ પત્તો લાગ્યો નહી. આ અફસોસમાં રસીકલાલ એક અઠ-વાડીઆ સુધી પોતાની નોકરી પર પણ ગયો નહી. અને ચિત્તમાં મા, ભાઇ અને બેહેનનીજ સોચના કરવા લાગ્યો અને પસ્તાવા લાગ્યો કે તેઓની સ્થિતિ કેમ હશે ? મા તો બીચારી દરણાં દળી પેટ ભરતી હશે. કારણ કે તેને તો તેના શીવાય બીલકુલ આસન છેજ નહિં માટે તે બીચારી હમેશાં દુઃખમાંજ દીવસો ગાળતી હશે. હાય ! તે ત્યાં દુઃખ ભોગવે અને હું અહીં વૈભવ ભોગવું. ધીક છે મારા વૈભવમાં ને સાહબીમાં ! ભાઇ પણ બીચારો દુઃખનો માર્યો કેટલાક વખતથી પરદેશ ગયો છે તેની પણ શું ખબર હશે ? હાય ! વળી સરનામું પણ

ગુમાવી બેઠો છું, નહીં તો તેની ખબર જલદી લઇ શકત. પરંતુ હાલમાં બીજું કાંઇ નહીં કરતાં હાલને હાલ રજા મેળવી મારાં આજીને તથા બેનને મળું. હવે મારાથી અહીં એક પળ પણ રહી શકાશે નહીં, એવો પોતાના મન સાથે નિશ્ચય કરી પોતાની સ્ત્રીને બોલાવી કહેવા લાગ્યો કે પ્રીયા! હું અહીંથી રજા લઇ મારા ભાઇ તથા મારાં માતુશ્રી વિગેરેને મળવા થોડા દીવસની રજા લઇ જવા ધારૂં છું. જેથી સુખેથી તું અહીંઆં રહેજે. તારી તેહેનાતમાં નોકરો ચાકરો વિગેરે દરરોજ કાયમ રહેશે. માટે પ્રીયા! તું કાંઇ વાતે મુંઝાઇશ નહી, હું થોડા દીવસમાં તેઓને મળી તુરત પાછો આવીશ. તે ઉપરથી સ્વચ્છંદી બોલી—હા પ્રાણનાથ! હું અહીં એકલી રહેનાર નથી. હું તો આપની સાથેજ આવીશ. હું તો આપના સુખે સુખી અને આપના દુઃખે દુઃખી. તેથી પ્રાણનાથ મને તો આપની સાથેજ લઇ જાવ. હું તો આપના વીના એક પળ પણ અહીં રહી શકનાર નથી. માટે પ્રાણનાથ જ્યાં આપ ત્યાં હું, આપ અહીં છ કલાક નોકરીપર જાઓ છો તો પણ મારા જીવને ચેન પડતું નથી. તો આપ દેશમાં જાઓ તો મને અહીં એકલું રેવું કેમ ગમે? માટે મને તો આપની સાથેજ રાખો. મારે સાસુજી ને નણંદજીને મળવાની ઘણી હોંશ છે, તેથી હું તો આપની સાથેજ આવીશ. આ પ્રમાણે સ્વચ્છંદીનું કહેલું સાંભળી રસીકલાલ બોલ્યો. પ્રીયા! મુંઝાઇશ નહીં, તારી મરજી જો સાથે આવવાની છે તો ભલે સાથે આવજે, પરંતુ તું નીશ્ચીંત રહે. હું દરબારમાં રાજા પાસે જઇ રજા મેળવી આવું છું, એમ કહી તે દરબારમાં ગયો.

દરબારમાં આવી રસીકલાલે પોતાને દેશ જવા સારૂ રાજા પાસે રજા માગવા લાગ્યો. નામદાર ધીરાજ! મારે મારી કુટુંબને મળવા દેશમાં જવા વીચાર છે તો થોડા દીવસની આપ રજા આપો તો મારા કુટુંબીઓને મળી પાછો આવું. તેના જવાબમાં મહારાજા ધીરાજે કહ્યું કે રસીકલાલ! તમો જવા માટે રજા માગો છો પરંતુ તમારા વિના અહીં કામ ચલાવવું મુશ્કેલ થઇ પડશે. માટે જવાનો વીચાર બંધ રાખો તો ઘણું સારૂં. તેથી રસીકલાલ બોલ્યો. મારા કુટુંબને મળે તો મને લગભગ પાંચ વર્ષ થઇ ગયાં છે તેઓ શું કરતાં હશે, તેમની શી ખબર હશે? તેમજ તેઓનો અત્યાર સુધી કાગળ પણ નથી. માટે હવે તેમને મળ્યા શીવાય રહેવાય તેમ નથી. હું પણ નોકરીના કામને લીધે તેઓને વીસરી ગયો હતો, તેથી તેઓને બીલકુલ કાગળ પણ મેં લખ્યો નથી માટે અન્નદાતાર મારે તેમને હાલને હાલ મળવા જવા વિચાર છે તો આપ મને મળવા જવાનો

હુકમ આપશો. થોડા દીવસ મારી જગ્યાનું કામ બીજા કોઇ માણુસથી નભાવી લેશો. હાલ સુધી આપની નોકરી કરતા મેં બીલકુલ ચુક કદી નથી. મહારાજાધીરાજ ગમે તે રીતે મને દેશમાં જવાનો હુકમ આપશો. આ પ્રમાણે રસીકલાલનું બોલવું સાંભળીને તથા તેમનો પકકા વિચાર જાણીને રાજાના મનમાં નકી થઇ ગયું કે રસીકલાલ તેના કુટુંબને મળવાનો ઘણો આતુર થઇ રહ્યો છે માટે તેને જવા દેવો, નહીં તો તે નોકરી પણ છોડવા કબુલ થશે, માટે હાલ તેની જગ્યાનું કામ બીજા માણુસ પાસે કરાવી લઇ તેને જવા દેવો એજ સારૂં છે. એમ ધારી રસીકલાલને રાજાએ કહ્યું કે રસીકલાલ તમારા કુટુંબીઓને મળી થોડા દીવસમાં પાછા આવજો. તમારે જવું છે તો સુખેથી જાઓ. એટલું કહી રાજા પોતાના ખાનગી હોલમાં ગયા.

રસીકલાલ પોતાને ઘેર આવી સર્વે સામાન માણસો પાસે ટ્રન્કોમાં પેક કરાવી તૈયાર થયો. અને પોતાની સ્ત્રીને પણ જનાના સામાન સાથે લઇ લેવા પેક કરવા કહ્યું, તેથી તેણે પણ સામાન નોકરો પાસે પેક કરાવી લીધો. પછી સ્વચ્છંદી બોલી પ્રાણનાથ! આપણે દેશમાં જઇએ છીએ અને મારા પીતાજીનો જે સર્વે માલ મીલકત છે તે આપણે ત્યાં લઇ જઇએ તો કેવું સારૂં? તેથી રસીકલાલ મનમાં વીચાર કરી બોલ્યો–પ્રીયા! તારી ખુશી તેમ છે તો તે પણ તીજોરીમાંથી કાઢી સાથે લઇ લે! આથી સ્વચ્છંદીએ તેના પીતાશ્રીના દરદાગીનાની એક ટ્રંક ભરાવી લીધી, અને પોતાના નોકર સાથે સર્વ સામાન ગાડીમાં નાંખી રેલવે ઉપર લઇ જવા કહ્યું અને બીજી ગાડીમાં રસીક અને સ્વચ્છંદી બેસી રેલવે ઉપર આવી પહોંચ્યાં. ટ્રેનને ઉપડવાને ફક્ત અડધી કલાકની વાર હતી. તેથી ટીકીટ ઓફીસમાં જઇ ફર્સ્ટ કલાસની ટીકીટ કરાવી ટ્રેનમાં બેસી ગયાં અને થોડી વારે ગાડી ઉપડી

રસીકલાલ ગાડીમાં બેઠે બેઠે પણ મા બહેનને જલદી મળવાનોજ વીચાર થયા કરતો હતો, તેથી રેલવેમાં દીવસો મહા મહામુશીબતથી કાઢતો. મા બેનને મળવાના વીચારમાં તેને બીલકુલ ખાવાનું પણ ભાવતું નહોતું. ટ્રેનમાં બેઠે બેઠે વખત જાય નહિ તેથી ચોપડીઓ વાંચતો હતો, વળી સ્વચ્છંદીના મનમાં એવો વિચાર થયો કે પ્રાણનાથ! આપણે આવતા સ્ટેશન ઉપરથી આપણા ઘર આગળ તાર કરીશું તો તેઓ આપણી સામા આવશે અને આપણને ઠીક સગવડ થશે. માટે આવતા સ્ટેશનેથી તાર મુકો તો ઘણું સારૂં. તે ઉપરથી રસીકલાલ

બોલ્યો. પ્રીયા! તારૂં કહેવું બરાબર છે. એમ કહી તેણે એક કાગળપર તાર લખી તૈયાર કર્યો અને સ્ટેશને આવી નીચે પ્રમાણે તાર મુક્યો.

**To,** **From,**
**Manekbai** **Rasiklal K.**
**Manipur.** **Chand [illegible]**
**Coming the day after to-morrow at night by Mail, receive me.**

## પ્રકરણ ૧૨ મું.

### રસીકલાલની સુંદર ઉપર હુંડી.

મણી તથા માણેકબાઇ બંને પોતાના ઘરમાં બેઠાં બેઠાં સુંદર અને રસીકને યાદ કરી ચિંતા કરતાં હતાં, એટલામાં તારવાળો માણેકબાઇનું નામ પુછતો ઉપર પ્રમાણેનો તાર લઇને આવ્યો અને તાર [illegible] માણેકબાઇને ખબર પડી એટલે માણેકબાઇનો ચહેરો તો એકદમ ફીકોફચ પડી ગયો, બેહોશ બની ગયાં અને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યાં કે રખેને શું હશે? કાંઇ માઠી ખબર [illegible] હોય! એમ ધારી મણીએ ચીંતામાં ને ચીંતામાં તાર [illegible] કરી આપી. તાર ફોડી વાંચવા માંડયો એટલે મણીનો [illegible] સેહેજ હરખાવા લાગ્યો. તે જોઇ તેની મા મણીને [illegible] લાગી. બેહેન આ તાર શાનો છે? એમાં શું લખ્યું [illegible] મણીએ કહ્યું માજી! રસીકભાઇનો તાર આવ્યો છે. તેમ [illegible] છે કે આવતી કાલની મેલટ્રેનમાં હું તે તરફ આવનાર છું. માટે રેલ્વે ઉપર સામા આવવું. તેથી માતુશ્રી આપણું ઘર વિગેરે સાફ કરી રાખીએ તો ઠીક. આવતી કાલે આવવાના છે. તેમને ગંદવાડ કે ગરબડ કાંઇ ગમતી નથી. માટે માજી હું ઘર સઘળું સાફ કરી નાખું છું એમ કહી મણી હોંશમાં ને હોંશમાં સઘળું ઘર સાફ કરવા [illegible] પડી અને ઘર તદ્દન નવા સરખું બનાવી નાંખ્યું. આ તાર [illegible] પછી બંનેને રસીકને મળવાનો ઘણો હર્ષ થયો, બંનેનું મન પ્રફુલ્લિત થયું, અને તે રાત્રે બંને જણાં રસીકને મળવાના ઉમંગમાં આખી રાત જાગૃત રહ્યાં અને બીજે દીવસે સવારે છ વાગ્યાના સુમારે ગાડી મંગાવી તૈયાર થઇ સ્ટેશન તરફ જવા નીકળ્યાં એટલામાં તેમનો લેણદાર રૂપીઆ માગવા આવ્યો તેણે માણેકબાઇને કેટલાક ડુંકારા સાથે તકરાર કરીને છેવટે દાવો કરવાનું કહી પોતાને ઘેર ગયો. બીચારાં

આ દીકરી શું કરે ? દેવાનાં દાસ હતાં તેથી જેમનાં તેમ ચુપકીથી બેસી રહ્યાં પરંતુ તેમના સામો એક પણ જવાબ આપ્યો નહી. આજે રસીક આવવાનો હતો તેથી હર્ષનો દીવસ હતો પરંતુ આ લેણદારે આવી તેમને બેહોશ બનાવી દીધાં. વળી ભાઇ આવશે અને તેમને માટે રસોઇ તૈયાર રાખવી પડશે, પરંતુ આપણી પાસે પૈસા હાલ કાંઇ નથી તેથી શી રીતે કરીશું ? એ પણ એમને એક મોટો વીચાર હતો. વીચાર કરતાં કરતાં કોઇને ત્યાંથી પૈસા લાવવાની હીંમત નહીં ચાલવાથી પોતાના ઘરમાંથી પાંચ શેર વજનનું ત્રબાનું તપેલું કાઢી મણી છાનીમાની બજારમાં જઇ વેચી આવી. અને તેના બે રૂપીઆ આવ્યા તેનું સીધું સામાન લાવી રસોઇ કરવા માટે બ્રાહ્મણ બોલાવ્યો અને તેને સર્વે સાહિત્ય આપ્યાં તથા તેને તાકીદથી રસોઇ કરવાનું કહી બંને મા-દીકરી સ્ટેશન ઉપર ગયાં. થોડા વખતમાં ટ્રેન આવી પહોંચી. રેલવેના ડબામાંથી ઉતરી રસીકલાલ પોતાની માને ઘણા હર્ષથી ભેટયો તથા બેનને સુખશાંતિના સમાચાર પુછયા. સ્વછંદી બીચારી એક બાજુ ઉપર ઉભી રહી હતી, તેથી મણીએ રસીકને પુછયું ભાઇ ! આ સ્ત્રી કોણ છે ? પણ રસીકલાલ તો કાંઇ બોલી શકયોજ નહિ. તેથી મણી અને માણેકબાઇ પોતાના મનમાં સમજી ગયાં કે તે રસીકની સ્ત્રી શીવાય બીજું કોઇ હશેજ નહીં તેથી તે બંનેની આંખમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં. પછી મણી સ્વચ્છંદી પાસે જઇ જાણે ઓળખતી હોય તે પ્રમાણે માનથી અને હેતથી બોલાવવા લાગી. ભાભી સાહેબ ! કેમ બાજુપર ઉભાં રહ્યા છો ? વળી કેમ શરમાઓ છો ? બીલકુલ શરમાશો નહી, આ તો આપણું ઘર છે એટલું કહ્યું, એટલે સ્વચ્છંદી પોતાની માસુને તથા પોતાની નણંદને પગે પડી. પછી રસીકલાલે ચાર ગાડીઓ ભાડાની મંગાવી અને સરસામાન અંદર મુકાવી દીધો ત્યારબાદ સર્વે ગાડીમાં બેસી હર્ષમાં ને હર્ષમાં ઘેર આવ્યાં.

ઘેર આવી સવ સામાન ગાડીમાંથી લઇ ઘરમાં મુકી દીધો અને દાતણ પાણી કરી ચા પીધો. થોડીક વાર થઇ એટલામાં રસોઇ પણ તૈયાર થઇ, તેથી બ્રાહ્મણે સર્વને જમવા માટે કહ્યું એટલે સઘળાં પોતપોતાના આસને જમવા બેસી ગયાં. જમી રહ્યા પછી પાન સોપારી ખાધી. મુખવાસ કરી રસીકલાલે પોતાની ટ્રંકો ખોલી. અંદરથી સઘળું જવાહીર તથા બીજા સોનાના દાગીના બહાર કાઢયા એટલે મણી તથા માણેકબાઇ તો એકદમ ચકીત બની ગયાં અને આંખોમાંથી પ્રેમનાં આંસુ નીકળવા લાગ્યાં. તે ઉપરથી રસીકલાલે પોતાની માતાને તથા પોતાની બેનને ધીરજ આપી શાંત પાડયાં.

રસીકલાલ ઘેર આવ્યાની વાત તેના લેણદારોને ખબર પડવાથી રસીકલાલની પાસે ઉઘરાણી કરવા આવ્યા. તેથી તેમને બીજે દીવસે નાણાં આપવાનો વાયદો કરી વિદાય કર્યા. પછી બજારમાંથી કેટલાક ઝવેરીઓને બોલાવી પોતાનું ઝવેરાત વેચી નાખવાનો વિચાર કરી એક માણસને ઝવેરીઓને બોલાવા મોકલ્યો. એટલે થોડા વખતમાં ઝવેરીઓ ત્યાં આવી પહોંચ્યા. પછી રસીકલાલે સર્વ જવાહીર તેઓની આગળ મુકી દીધું. ઝવેરીઓ તે જવાહીર જોઇ ચકીત થયા ને સર્વ પોતપોતાના મનમાં વીચાર કરવા લાગ્યા તથા માંહોમાંહે છુપી વાતો કરવા લાગ્યા. છેવટે ઝવેરીઓએ નકી કર્યું કે આ સોદામાં ફક્ત દોઢ લાખનો નફો લઇશું તોજ આ માલ આપણને મળશે નહીં તો પાછા જવું પડશે, એમ ધારી સર્વ માલ પદર લાખ રૂપીયા માટે ખરીદ કરી ઝવેરીઓ ચાલ્યા ગયા, અને રૂપીઆ માટે એક કલાકનો વાયદો કર્યો, તે રસીકલાલે કબુલ રાખ્યો. પછી રસીકલાલ-પોતાની માતાને કહ્યું કે માજી ! મારા પીતાજીનું દેવું લેણદારને વ્યાજ સહીત આપવું એજ આપણી આબરૂ છે તે ઉપરથી માણેકબાઇ બોલી—બાઇ ! તારી ખુશી તેમ છે તો તેમ કરજે. વળી તેણે પોતાનું મકાન અગાઉ પૈસાના અડચણને લીધે વેચી નાખ્યું હતું જેથી તેમાં બીજાં માણસો રહેતાં હતાં તેથી તે મકાન ખરીદવાનો દૃઢ વિચાર કર્યો. પછી ઝવેરીઓએ જવાહીર તથા દાગીનાના રૂપીઆ મોકલી આપ્યા તે રૂપીઆ ગણી લીધા અને ઠેકાણે મુક્યા. ત્યાર બાદ જે શખસે તે મકાન લીધું હતું તે શખસને મળીને તેને કહ્યું કે તમોએ અમોને જે રૂપીઆ આપ્યા હોય તે લ્યો અને તે ઘર આપો. એટલે મકાનવાળાએ તેણે આપેલા રૂપીઆ કરતાં મોટી કીંમત બતાવી. તોપણ રસીકલાલે તે મકાન ખરીદવાનું કબુલ કર્યું અને મકાન ખરીદી લઇ સર્વે ઘરમાં રહેવા ગયાં. આ રીતે પોતાનું અસલ ઘર મળવાથી માણેકબાઇ અને મણી તો ઘણું હરખાવા લાગ્યાં રસીકને પરદેશથી આટલા પઇસા મેળવ્યાનું માણેકબાઇએ જોવાથી તે નવા જન્મની માફક માનવા લાગી.

એક દિવસ મણી અને સ્વછંદી ઘરમાં બેઠાં બેઠાં વાતો કરતા હતાં. તે વખતે મણીએ પોતાના ઉપર તથા પોતાની માતા વગેરેના ઉપર વીતેલી સર્વ હકીકત કહી સંભળાવી એટલે સ્વછંદી બોલી આપણી પાસે પુષ્કળ પૈસા હતા તે ક્યાં ગયા તથા દેવું શાથી થયું ? તેમજ આવું વિશાળ અને શોભાયમાન ઘર મૂકી બીજે રહેવા જવાનું કારણ શું ? અને તે તમને કેમ ગોઠતું હતું ? મણી બોલી—અમારા બાપદાદાની જે મીલકત હતી તે અમો સર્વે બાકું નાના હતાં, તેમજ મારા

ભાઈઓને ભણાવવામાં તથા ખાવાપીવામાં ખરચાઈ ગયું અને ઉલટું દેવું થયું હતું પણ પરમેશ્વરે અમારા ઉપર દયા કરી તો રસીકભાઈએ સર્વ દેવું પતાવી દીધું ને સુખી કર્યા. વળી મારા બીજા ભાઈ સુંદરલાલ તો આફ્રીકા ગયા છે તેમની શી ખબર હશે? વળી મારાં ભાભી પણ તેમની તરફ થોડા રોજથી ગયાં છે તેમની પણ ત્યાં કોણ જાણે શું ખબર હશે તથા શું કરતા હશે? તેમને ત્યાં એકલાંને કેમ ગમતું હશે? તેમના સુખ દુઃખમાં ભાગ આ વહાલી બેહેન શીવાય કોણ લેશે? ઘણા વખત થયાં સુંદરભાઈનો કાગળ સરખો પણ નથી. વળી પાછા પોતે પ્રતીજ્ઞા લઈ ગએલા છે. ભાભી સાથે સરવે બેશી કયારે ભોજન કરીશું? તે વખત કયારે આવશે? ભાઈની મને ઘણી ચીંતા થાય છે. ભાભી મારૂં હ્રદય ભરાઈ આવે છે. ભાઈ વીના આ દુનીઆ મને ઝેર જેવી લાગે છે. તે સાંભળી સ્વચ્છંદી બોલી, નણંદજી! તમે બીલકુલ ચીંતા કરશો નહીં, ઇશ્વર સર્વ સારૂં કરશે, સબુરીનાં ફળ મીઠાં છે. સબુરી રાખવી એ માણસનું કર્તવ્ય છે. પરંતુ ચીંતા કરવી એ તદ્દન ભુલભરેલું છે. કહેવત છે કે 'પરમેશ્વર પાધરો તો વેરી આધરો' માટે કરતો હરતો પ્રભુ છે તેથી શાન્ત થાઓ. નકામું હ્રદય દુઃખી ના કરશો. એટલામાં માણેકબાઈ અને રસીકલાલ પોતાના સગાંને મળવા સારૂ બહાર ગયાં હતાં ત્યાંથી પાછાં આવ્યાં, તેઓ આવીને બેઠાં, તેટલામાં તારાને મુકવા ગયેલ મુનીમ પણ ત્યાં આવી પહોંચ્યો. તેણે સુંદરનો આપેલો કાગળ અને પાંચસેં રૂપીઆ માણેકબાઈને આપ્યા, અને સુંદરલાલની તમામ હકીકત કહી. પછી પોતાના શેઠના ઘર તરફ રવાના થયો.

સ્વચ્છંદી દીવાનની છોકરી હતી, છતાં પોતાના પતીની તથા સાસુની ઘણી સારી રીતે સેવા કરતી હતી તથા આખા ઘરનું કામ પોતે ઉઠાવી લેતી હતી. કામ વીના બેથી રહેવું તેને પસંદ નહોતું તેથી ફુરસદની વખતે સ્વચ્છંદી અને મણી ભરત ભરવા બેસતાં અને મન પ્રફુલીત રાખતાં.

આવલો કાગળ રસીકે ફોડી વાંચ્યો. વાંચતાની સાથે રસીકના તો હોશકોશ ઉડી ગયા. હાય ભાઈ! આટલો બધો દુઃખી છતાં પણ મને યાદ કરે છે અને મારે માટે જીવ બાળે છે વળી તેને આટલું બધું દેવું થઇ ગયું છે? માટે માજી! ભાઈને આ રૂપીઆમાંથી ચાર લાખ રૂપીયાની હુંડી કરી મોકલાવી આપું તો ઘણું સારૂં થાય માટે કહો માજી! આપનો શું અભીપ્રાય છે? તેવું કહેવાથી માણેકબાઈ બોલી વારૂ બેટા! તેમ કરજે. તે ઉપરથી રસીક બોલ્યા—મા! દેવાદારના અને ભાઇના મળી રૂપીયા આઠ લાખ જશે

અને બે લાખ મકાન ખરીદવામાં ગયા એટલે બાકીના પાંચ લાખ રૂપીઆ મારા સાસરાની મીલકતમાંથી વધ્યા છે અને બીજા મારી પેદાશના રૂપીઆ બે લાખ છે એટલે તમારી પાસે સાત લાખ રૂપીયા થશે તે તમે તમારી પાસે રાખજો. માજી હવે હૂં ભાઈ ઉપર હુંડી બીડવા બજાર જાઉં છું. વળી મારાં ભાભી પણ થોડા દીવસ થયાં ત્યાં ગયાં છે, એટલે તેને રૂપીઆની ઘણી અડચણ પડતી હશે તથા તેને ત્રણ લાખનું દેવું થયેલું છે તેથી રૂપીઆ તાકીદથી મોકલાવી દઉં તો તેને હરકત થતી દુર થાય એમ કહી નાઅડતોબ બજારમાં જઈ ચાર લાખ રૂપીયાની હુંડી આફ્રીકા પોતાના ભાઈને મોકલાવી દીધી. અને હુંડીની સાથે નીચે પ્રમાણે કાગળ લખી બીડયો.

**મારા વ્હાલા અને માયાળુ ભાઇ મુંદરલાલ !**

મુ૦ આફ્રીકા.

ભાઇ ! હું બહારગામ મુસાફરી કરી થોડા દીવસથી ઘર તરફ આવ્યો છું. તમારો દીલગીરી ભરેલો કાગળ વાંચી દીલગીર થયો છું. આ કાગળની સાથે ચાર લાખ રૂપિયાની હુંડી મોકલી છે તેમાં જણાવેલા સરનામે જઇ રૂપિયા લઇ આવી, લેણદારોને આપી બાકી રહે તે સંભાળી વાપરજો. માતાજી તથા બેહેન સર્વે ખુશી આનંદમાં છે. તમારા તથા મારી ભાભીના ખુશી ખબર મને ચંદ્રપુર મુકામે દરબારમાં દીવાન રસીકલાલને સરનામે મોકલાવજો. અહીંથી બરોબર એક માસ પછી ચંદ્રપુર જવાનો છું, ત્યાંથી સત્તરલાખ રૂપિયા લાવી, મકાનો વીગેરે ખરીદી, દેવાદારો પતાવી તથા તમને મોકલાવી રૂપીયા દસલાખ વાપર્યા છે. બાકીના સાતલાખ માને આપ્યા છે. તમારે વીશેષ રૂપિયા જોઇએ તો ચંદ્રપુરના સરનામે લખી મંગાવી લેજો. ચિન્તા રાખશો નહીં. બેહેન વીશેની પણ બીલકુલ ફીકર રાખશો નહીં. બેહેનને હવે સાસરીમાં સારૂં સુખ છે. રતીકાન્ત પણ હવે બરાબર સુધર્યા છે. માજીને તથા મને યાદ લાવીને કાગળ લખતા રહેજો. અને પૈસા જોઇતા વાપરજો.

લી૦

**વહાલા ભાઇ રસીકલાલના**

પ્રણામ.

હુંડી અને કાગળ મોકલાવ્યા પછી રસીકલાલ અને માણેકબાઇ પોતાના ઘરમાં જોઈતી ચીજો ખરીદવા બજારમાં ગયાં. મણી અને સ્વછંદી પોતાના ઓરડામાં ભરતકામમાં લુબ્ધ બની ગયાં હતાં. સ્વછંદીએ ચંદ્રપુરથી લાવેલું પોતાના હાથનું ભરેલું કામ મણીને નવી નવી

ભાતનું બતાવ્યું તેથી મણી તે ભરતકામ જોઇ ચકીત બની ગઇ અને બોલી ભાભી! આ રીતે ભરત ભરતાં મને આવડતુંએ નથી ને તે મેં કોઇ દીવસ જોયુંએ પણ નથી માટે ગમે તેમ કરી આ ભરત ભરતાં શીખવાડો. મને આવું ભરત ભરતાં શીખવાની ઘણી ઉમેદ છે. આ ભરત મને ઘણું સરસ લાગે છે. માટે ભાભી મને શીખવો તો ઘણું સારૂં. આ સાંભળી સ્વછંદી બોલી, નણંદજી! ઘણી ખુશીથી શીખવીશ. એમાં શું ભારે શીખવાનું છે. તે તમને એક દીવસમાં શીખવાડી દઇશ. તે ભરવું તદન સેહેલુ છે. થોડીજ વખત ધ્યાન દઇ ભરત ભરવાનુ જોશો એટલે તમને આવડશે. જુઓ આ સાડી કેવી સરસ ભરીછે તે સાંભળી મણી બોલી, ભાભી! આતો એથી પણ ચઢે તેવીછે. ઓહો! આતો વળી અજાયબ છે આ સાડી ભરવામાં તમને ઓછામાં ઓછા બે માસ તો થયાજ હશે. ના નણંદજી! આ સાડીને મેં એક અઠ-વાડીઆમાં તૈયાર કરી છે. તે ઘણી સરસ છે, અને તે ભરવી પણ ઘણી સહેલી છે, તેમાં કાંઇ વધારે કારીગરી કરી નથી. જુઓ તમને બતાવું. જુઓ આ ફુલ ભરૂંછું. તે બરાબર ધ્યાનમાં ગણો અને પછી મને ભરી બતાવો. વારૂ ભાભી, મને ભરી બતાવો, હું બરા-બર ધ્યાનમાં રાખીશ. જુઓ ત્યારે હું ભરૂંછું એમ કહી મણીના રૂબરૂ એક ફુલ બે મીનીટમાં ભરી આપ્યું. તે ફુલ મણીએ બરાબર ધ્યાન આપી જોયું, પછી મણી બોલી, ભાભી! આ તો તદન સહેલી રીતે ભરાય છે અને જલદી થઇ જાય છે. ભાભી હવે મને આ ભરત બરાબર ભરતાં આવડશે. હવે મને ભરવામાં બીલ-કુલ ખામી નહીં આવે. એટલું કહી મણીએ પોતાનાં ભરેલાં કપડાં સ્વછંદીને બતાવ્યાં. બાદ સ્વછંદીએ પોતાનાં કપડાં તેની સાથે સરખાવ્યાં એટલે તેના મનને તો મણીના ભરતનું કામ એકઆની પણ પસંદ પડયું નહીં, તેથી મણીએ પણ તે પ્રમાણે કબુલ કર્યું પછી મણી સ્વચ્છંદીની સાથે આખો દિવસ રહેવા લાગી, અને એક અઠવાડીઆમાં બરાબર ભરત ભરતાં શીખી ગઇ. મણીને અને સ્વછં-દીને બેનપણાં પણ એવાં બંધાઇ ગયાં હતાં કે બંનેમાંથી એક પણ છુટાં પડી જુદાં પડવાનું મન બીલકુલ કરતાં નહીં અને હંમેશાં બંને સાથેજ રહેતાં. આ બંને જણાને નણંદ ભોજાઇ કરતાં બેહેનપણાનો સંબંધ ઘણો વીશેષ બંધાયો હતો. સ્વછંદીને પોતાના પતિની સાથે જવાને પંદર દીવસ બાકી રહ્યા હતા, મણીને તે વાત યાદ આવ-વાથી અને પોતાની ભાભી જાય તેથી તેને ગમે નહીં તેથી રોવા બેઠી, સ્વચ્છંદીએ તેને ઘણું સમજાવ્યું પણ છાની રહી નહીં. તેવામાં બજારમાંથી રસીક અને માણેકબાઇ આવ્યાં. મણીને રોતી સાંભળીને

સુંદરલાલે પુછ્યું, પણ મણીએ કાંઇ જવાબ આપ્યો નહિ ત્યારે સ્વછંદીએ કહ્યું કે આપણે હવે ચંદ્રપુર જવાને થોડા દીવસ બાકી છે, તેથી તેમને અહીં એકલાંને અમે નહીં એથી રડે છે. પછી રસીકે મણીને ધીરજ આપી ને બીજા પંદર દીવસ રહેવાનું કબુલ કર્યું અને મણીને રોતી છાની રાખી, તેમજ તે વાત વીસરાવી દીધી અને પોતપોતાના કામમાં ગુંથાઇ ગયાં. મણી અને સ્વચ્છંદી ફુરસદના વખતે નૉવેલો પણ વાંચતાં હતાં.

## પ્રકરણ ૧૩ સું.

### હંસરાજનું મરણ અને સુંદર તથા તારા કેદ

સુદરલાલ ગંગાધર શેઠને ત્યાં માસીક બસો રૂપીઆના પગારથી નોકરી કરતો હતો. ત્રણ લાખ રૂપીયાનું દેવું છતાં પણ બિચારો આનંદ માની પોતાની નોકરી નીમકહલાલીથી કરતો હતો. આફ્રીકા જેવા શહેરમા તેને પોતાનું ખર્ચ આટલા પગારમાં પુરૂં પડતું નહોતું પરંતુ કંજુસાઇથી નીભાવ કરી પોતાના દીવસો ગાળતો હતો. તે પોતાની નોકરીનું કામ સારૂં બજાવતો હતો તેથી ગંગાધર શેઠ તેના ઉપર ઘણા ખુશ રહતા હતા અને તેને પ્રમાણીક માનતા હતા. તારા પોતાના પતીની સેવા સારી રીતે કરતી હતી. તેવામા એક દીવસ મેના આપેલા કાગળનો જવાબ લેવા આવતી હતી, તે ઉપરથી તારાએ સુંદરલાલને પુછ્યું કે આ સ્ત્રી આવી છે તે કોણ છે ? આ પ્રમાણે તારાનું બોલવું સાંભળી સુદરલાલ ઘણો મુઝવણમાં આવી પડયો, અને પોતાના મન સાથે વીચાર કરવા લાગ્યો કે આને મારે શું જવાબ દેવો તેમજ આને વાત કરવી કે નહી ? શુ કરવું ? મારી દાનત કાંઇ તેના ઉપર બુરી નથી, છતાં પણ તે તેમ સમજશે ને ઉલટો વીખવાદ થશે માટે મારે અસલથી તેને જે રીતે બોલાવવાનો સંબંધ છે તેજ પ્રમાણે ખરેખરૂં કહી દઉં તોજ ઠીક થશે, તેમ ધારી તારાને કહેવા લાગ્યો કે તે તો મારા ધર્મની બેહેન છે, કદાચ તે વાતનો તેને અંદેશો પડતો હોયતો આગળ ઉપર ખરી ખાત્રી થશે. વળી પ્રીયા ! તે મારા ઉપર અત્યંત પ્રેમ રાખતી હતી. તે કારણથીજ મારે તેમના પીતાને ત્યાંથી નોકરી છોડી દેવી પડી છે. તેણે મારા ઉપર જુઠો આરોપ પણ મુકયો હતો વળી તેની મારા ઉપર પ્રેમપત્રીકા આવી છે પરંતુ હું તો તેને બેહેન સમાનજ માનું છું. તે મારા જુના શેઠની મોટી દીકરી થાય છે. આ પ્રમાણે સુંદરનું કહેવું સઘળું મેના ઉભી ઉભી

સાંભળતી હતી, તેથી એકદમ વચમાં બોલી ઉઠી—સુંદરલાલ ! મને પેલી ચીઠીનો જવાબ શું આપો છો ? શું તમે મને એક તરણા બરોબર ગણી કાઢી ? હું શું તમારા હીસાબમાં જરા પણ નથી ? શું હું તમારી સરખામણીમાં આવું તેમ નથી ? શું તમે મારો ભવ બગાડીજ નાંખશો ? શું મને રઝળતી કરશો ? શું તમે મને આમ ટળવળાવશો ? પ્રાણનાથ ! આ દાસીનો ભવ બગાડયા વિના સત્વર ગ્રહણ કરી આપની અર્ધાંગના બનાવો, જેથી આપના ચરણકમળની દાસી થાઉં. પ્રાણનાથ ! મારે આપના શીવાય દુનીયાપર સઘળા પુરૂષો બાપ બાપ સમાન છે માટે આપ મારા મનની ઉમેદ પુરી નહીં પાડો તો, મારે કાશીએ જઇ કરવત મુકાવી મારા મનની મુરાદ પાર પાડવી પડશે. માટે પ્રાણાધાર ! ગમે તેમ કરી આ દાસીનું આપ પાણીગ્રહણ કરો કે જેથી હું આપના સુખ દુઃખની ભાગીયણ થાઉં. હું પૈસાની કંઇ સગી નથી. પણ હું તો મારા પ્રાણના આધારના પ્રેમનીજ ભુખી છું; જેથી પ્રાણનાથ ! આ દાસીની અરજ નહિ સ્વીકારો ત્યાં સુધી હું અહીંથી જવાનીજ નથી. પ્રાણનાથ ! આ સ્વાલ મારો છેલ્લોજ છે એથી મારૂં કહેવું માન્ય રાખશો એવી દાસીની આશા છે. મેનાની આ હકીકત સાંભળી તારા તો એકદમ ચકીત બની ગઇ અને બોલી: શું તું મારા સ્વામીની અર્ધાંગના થવા માગે છે કેમ ? એ પ્રમાણે કહી શોચ કરવા લાગી. હાય ! પ્રભુ ત્યાંથી નીકળી અહીં આવી તો પણ મને પાછી ફીકરમાંજ નાંખી. હાય ! હવે મારે શું કરવું ? આ રંડા તો મારા મકાન ઉપર ચડીંગા નાખી બેઠી છે વળી મોટા શેઠીઆની છોકરી છે તેથી જો તેને કાંઇ કહું તો મહાભારત કામ થઇ પડશે. પરંતુ તેને કહ્યા કરતાં મારા સ્વામીને સમજાવું તો ઘણું સારૂં, જો તેઓ મારા કહ્યામાં રહેશે તો પછી સઘળા જખ મારે છે, માટે એક વખત મારા પ્રાણનાથને ગમે તે યુક્તિ રચી તે કામ કરતા અટકાવું. વળી કદાચ એ રંડાની સાથે લઢું તો લોકોમાં જાણ થાય અને ફજેતી થાય તે નફામાં. માટે તેમ નહીં કરતાં યુક્તિસર હિંમત ધરી મારા પ્રાણપતિને સમજાવું કે જેથી રાંડ અભાગણીનું કાંઇજ વળે નહીં ને ધુળ ફાકતી પાછી જાય. તેમ કરીશ એટલે મને ઠીક પડશે, નહીં તો રંડા મારા ધણીને ફોસલાવીને ફસાવી મારશે. માટે આ પ્રમાણે કરવું મને વધારે દુરસ્ત લાગે છે એમ વીચારી તારા પોતાના પતિને ધીમે સાદે કહેવા લાગી પ્રાણનાથ ! આ આવી છે તેને માટે શું ખુલાસો કરો છો તે મને જણાવો. તે ઉપરથી સુંદરલાલ બોલ્યો—પ્રીયા ! મેં મનથી નીશ્ચય કર્યો છે કે મારે તેની સાથે કોઇ પણ રીતે સંબંધ રાખવો નહીં કારણ કે શાસ્ત્રના

આધારે એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી કરવી નહીં, તેમ ખુલ્લું છે. વળી હું તેના પીતા પાસે નોકર હતો અને તેમનું અન્ન ખાધું અને તેની સાથે આડો વ્યવહાર કરૂં તો હું નીમકહરામ કહેવાઉં, તે કારણથી તેના પીતાની નોકરી મુકી દઇને બીજે નોકરી કરૂં છું. માટે પ્રીયા મારો તેને કોઇ પણ પ્રકારે બોલાવવાનો વિચાર નથી. વળી હું તેની સાથે ભાઈ માફક વર્તું છું. તો પણ તે મને છોડતી નથી, તો પ્રીયા હવે તેને શી રીતે દુર કરૂં, કે આપણે ઘેર તે આવે નહી? તારાએ કહ્યું: પ્રાણનાથ! તે રસ્તો હું આપને સહેલાઇથી બતાવું. પરંતુ તે રસ્તો કર્યા પહેલાં તમારે, જરા તેના સાથે જુઠું બોલવાની જરૂર પડશે. રસીકે કહ્યું: ના તે જુઠું બોલવાનું મારાથી જરા પણ નહીં બને. તારા કહે—કે તે ના બને તો ફક્ત હા અને ના કહેશો કે નહીં? હા કહો તે થશે પરંતુ બીજું નહીં કહેવાય. બીજું સઘળું તમારે કરવું પડશે. વારૂ પ્રાણનાથ! હવે તમે જુઓ કે તે પોતાની મેળે રાજી થઇ પોતાને ત્યાં જાય છે કે નહી. માટે આપ હવે બીજા ઓરડામાં ચાલો તે બેઠી છે, ત્યાં જઇ ખુલાસો કરીએ, ફક્ત હું પુછું તેમાં હા અને નાજ એ શબ્દ કહેજો. બીજું કાંઇ તમારે બોલવાની જરૂર નથી. એમ કહી તારા પોતાના મન સાથે વીચાર કરવા લાગી. મારા પ્રાણનાથને જાળમાં ફસાતાં અટકાવવા એ મારી ફરજ છે. વળી તેમ કરવામાં જુઠું બોલવું એ જુઠું નહીં પણ સદાને માટે સાચુંજ છે. એમ વીચાર કરી તારા અને સુંદરલાલ મેના પાસે આવ્યાં. પછી તારા બોલી મેના બેહેન! તમે (સ્ત્રી શીક્ષણ) નામનું પુસ્તક વાંચ્યું છે? હા મેં તે પુસ્તક બરાબર વાંચ્યું છે. વારૂ તેમાં શું લખ્યુ છે? તેમાં એમ લખ્યું છે કે સ્ત્રીએ કઇ રીતે ચાલવું, અને કઇ રીતે વર્તવું તે લખેલું છે. વારૂ તેમાં તેમ તો નથી લખ્યું કે કોઇ પુરૂષને એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી કરાવવાની ફરજ પાડવી? ના તેમ તો નથી. ત્યારે તમે સુંદરલાલને એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી કરાવવાની માગણી કરો છો તે ઘટીત છે? મારી માગણી તમારા આવ્યા પહેલાંની છે. મેં તેમની પાસે તમારા પરણ્યા અગાઉની માગણી કરી છે. વારૂ તમારી માગણી પહેલાંની ના હોય તો? મારી માગણી પહેલાંની ના હોય તો આજથી સુંદરલાલના સામું જોવું નહી. જુઓ ત્યારે તમે તમારા અંતઃકરણથી બોલો છો તે પાળશો? મેનાએ કહ્યું હા. પછી તારાએ મેનાને કહ્યું કે ત્યારે પુછો કે તમારી માગણી મારી સાથે લગન થયાં પહેલાંની છે કે કેમ? આ પ્રમાણે સુંદરલાલને તમે પુછો. એટલું કહેવાથી મેનાએ સુંદરલાલને તારાના કહેવાથી પુછ્યું. ત્યારે

સુંદરલાલે ના કહી. બાદ તારાએ મેનાને કહ્યું—બોલો હવે તમે અમારૂં ઘર છોડી દઇ તમારા ઘર તરફ રવાના થશો ને હવે સુંદરલાલનું નામ મૂકી દેશો ? ના, તે મારાથી નહીં બને. તમે મારા દેખતાંજ આવ્યાં છો ને મારી માગણી તો મારે ઘેર સુંદરલાલ નોકર હતા ત્યારની છે તારાએ કહ્યું—મેના બેન! તમારા કહેવા પ્રમાણે તમે બંધાઈ ચુક્યાં છો. માટે આ તમારી હઠ નહીં ચાલે પરંતુ ઉલટાં ફજેત થશો માટે તેમ નહીં કરતાં મુંગે મોઢે ઘર તરફ રવાના થઇ જાઓ અને તમારા પીતાને કહી કોઇ લાયક પતી શોધી વરો. તેમ કરવાથી તમારી પ્રતિષ્ઠા વધશે ને ભવીષ્યમાં સુખ થશે. માટે મારૂં કહ્યું માની જાઓ. મેના એકદમ ગભરાઇને બોલી, તારા ! તમે વીચાર કરી બોલો ? જુઓ એક તો ત્રણ લાખ રૂપીઆ સુંદરલાલ પાસે માગીએ છીએ. વળી બીજું મારી માગણી પહેલાંની છે છતાં તમે આડું અવળું સમજાવો અને ખોટાં બહાનાં કાઢો તે ઠીક નહિ. હું તો સુદરલાલને વરીશ કે કાશીએ જઇ કરવત મુકાવીશ. આ બંને-માંની એક નક્કી કરીશ. ત્યારેજ હું આ જગ્યો ઉપરથી ઉઠનાર છું. અને મારાં માબાપની કે કોઇની દરકાર નથી. તેમ હું કાંઇ કોઇથી ડરતી પણ નથી. મને ફક્ત ઇશ્વરની અને મારા વાહાલા સુંદરલાલની દરકાર છે તે શીવાય મારે બીજા કોઇની દરકાર નથી. આ પ્રમાણે મેનાનું બોલવું સાંભળી તારાએ પોતાના મન સાથે વિચાર કર્યો કે આ રાંડ સીધી રીતે સમજનાર નથી, આને તો જુઠું બોલી કાઢવી એજ વધારે સારૂં છે. એમ ધારી તારા બોલી—મેના બહેન ! હુંતો તમારી મશ્કરી કરતી હતી. પણ તમારી માગણી કબુલ કરાવવી તે તો મારા હાથમાં છે અને હું કહીશ તે કરશે, પરંતુ મને તમે એક વચન આપો એટલે બસ એથી મેના બોલી—વચન શી બાબતનું માગો છો ? વચન લઇને મુદ્દલ મને અહીં આવતી બંધ કરવા ધારો છો કે શું ? તારાએ કહ્યું—ના, ના. તે વાતનું તમોને વચન આપું છું પછી કાંઇ ? પછી કાંઇ નહીં. એમ વચન આપો તો મારે વચન આપવાને બીલકુલ વાંધો નથી. તારે લાવો વચન. એમ કહી મેનાને બાંધી લે છે ને તેના મનને નિશ્ચય કરી આપે છે. જુઓ ત્યારે મેના! તમારે તેમની સાથે લગ્ન કરવું હોય તો તમારે જરા બે મહીના થોભવું પડશે. કારણ મારે તમારી તરફેણ ખેંચી કેટલીક હકીકતો તેમને સમજાવવી પડશે. માટે તેમ કરો તો ઠીક. ' હા. તમારૂં કહેવું બરાબર છે. લ્યો તમારા કહેવા મુજબ હું બે માસ સુધી થોભીશ. પરંતુ બે માસ પછી તમારે મારી માગણી પુરી કરી

આપવી પડશે. પણ પછી તમે ફરી જશો તો નહીં ચાલે ને તેમ ફરી આપવું પડશે, લો, હા. તે પ્રમાણે કરવું મારે કબુલમંજુર છે. એટલામાં પોસ્ટવાળો પોસ્ટમાં કાગળ આવેલો સુંદરલાલને આપવા આવ્યો, એટલે સુંદરલાલ તે કાગળ લઇ વાંચી ચકીત બની ગયો. ત્યાર પછી તે કાગળ તારાને વાચવા માટે આપ્યો તેણે તે કાગળ વાંચી જોયો. કાગળમાં પાછળ પ્રકરણ ૧૨ માં જણાવ્યા પ્રમાણેની હકીકત હતી. તથા તે સાથે રૂપીઆ ચાર લાખની હુંડી હતી. તે હુંડી જોઈ સુંદરલાલ તથા તારા અતી•ખુશી થયાં. તેમજ મેના પણ તે વખતે ઉભી હતી. તે પણ આ હુંડી જોઇ પોતાના મનમાં ખ્યાલ કરવા લાગી કે સુંદરલાલ કોઇ સારા ગૃહસ્થના દીકરા છે તે શીવાય આટલી ચાર લાખની હુંડી આવે નહીં એમ ધારી મેનાના મનને પુરેપુરી ખાત્રી થઇ કે બે માસ વીત્યા પછી તારા મને સુંદરલાલ સાથે જરૂર સંબંધ કરાવશે તથા મારાં લગ્ન તેમની સાથે કરાવી આપશે. હવે મારે કોઇ પ્રકારની શંકા લાવવાનું કારણ નથી. એમ વિચાર કરી તારાની પાસે રજા લઇ પોતાને ઘેર ગઈ. બાદ તારા પોતાના પતિને કહેવા લાગી પ્રાણનાથ! એ રંડાને મેં બરાબર યુક્તિથી વિદાય કરી છે. હવે બે મહીના પછી જોવાશે. હાલ તો તે રાજી થઇ ગઇ છે. સુંદરલાલે કહ્યું-પ્રીયા તે તો ઠીક પરંતુ આ ચાર લાખની હુંડી મારા ભાઇ રસીકલાલ તરફથી આવી છે તે મને ખોટું લાગવા જેવું થયું છે. તારા બોલી—પ્રાણનાથ! આમ કેમ બોલો છો? ઘેરથી રૂપીઆ મોકલ્યા છે તેમાં ખોટું લાગવા જેવું શું છે? પ્રીયા! હું રસીક કરતાં નોકરી કરવા પહેલાં નીકળેલો છું. છતાં મારે ઉલટું ત્રણ લાખનું દેવું થઇ ગયું ને રસીક મારા પછી નીકળ્યો હતો તો પણ તે સતર લાખ રૂપીઆ કમાઇ આવ્યો છે અને તે કમાએલા રૂપીઆમાંથી ચાર લાખ રૂપીઆની હુંડી મારા પર મોકલાવી છે. વળી તે નાહાનો છે ને હું મોટો છું. તેમજ વળી મેં ઘરમાંથી નીકળ્યા પછી સોગન લીધા છે કે પીતાજીની મીલકત કરતાં ચારગણી મીલકત અને ચાર ગણી આબરૂ મેળવીશ ત્યારેજ ઘર તરફ જવાને પ્રયાણ કરીશ. પરંતુ પ્રીયા હજુ સુધી મારે તો કાંઇ પણ ઠેકાણું નથી ને ઉલટા ઘેરથી રૂપીઆ આવ્યા. અને વળી કાગળમાં એમ લખે છે કે દેવાદારને દેવામાં આપી બાકીના રૂપીઆ જાળવીને વાપરજો. તે કારણથી પ્રીયા મને શરમાવા જેવું લાગે છે. પ્રાણનાથ! એમાં કાંઇ શરમાવા જેવું નથી. આપે રૂપીઆ મંગાવ્યા નથી અને વગર મંગાવ્યે મોકલ્યા છે તે માટે આપને બીલકુલ શરમાવા જેવું નથી. પરંતુ સાધારણ રીતે

સંભાળીને વાપરજો એમ લખાય છે માટે તે બાબતનું મનમાં ખોટું લગાડવું એ સારૂં નહિ. પ્રાણનાથ! આવેલી હુંડી વટાવી દેવાદારોને આપી દેવામાંથી મુક્ત થાઓ, અને પછીથી તેને માટે તમારા ભાઈને લખી જણાવજો કે તમોએ મને મોકલેલા રૂપીઆ થોડા વખતમાં મોકલી આપીશ. આપણી વેળા પરમેશ્વર કાલે સવારે વારશે. જેથી સર્વે સારાં વાનાં થશે. સબુરીનાં ફળ મીઠાં છે. ભગવાનને સત્ય વાહાલું છે. માટે સત્યથી ચાલીશું તો ભગવાન આપણને સહાય કરશે. માટે પ્રાણનાથ! હંસરાજ શેઠના રૂપીઆ આપણે દેવા છે તે આપના શેઠ ગંગાધરના હાથે તેમને અપાવીને દેવામાંથી મુક્ત થાઓ, પછી એ રાંડનું સઘળું પોકળ ફોડી નાખો કે પછી તે આપણા મકાન આગળ આવવાનું ભુલી જાય. આ પ્રમાણે તારાનું બોલવું સાભળી સુંદરલાલ બોલ્યા, પ્રીયા! તારૂં કહેવું સત્ય છે. હું શેઠને ત્યાં જઈ તેમને લઈ હંસરાજ શેઠને ત્યાં જાઉં છું ને તેમના રૂપીઆ આપી દઉં છું. શેઠ ખુશી હશે તો મેનાની વાત ખુલ્લી કહી બતાવીશ. આ પ્રમાણે સુંદરલાલ કહી ગંગાધર શેઠના ઘર તરફ ગયો.

ગંગાધર શેઠને ઘેર આવી હંસરાજ શેઠને રૂપીઆ આપવા પોતાના શેઠને સાથે લઈ હંસરાજ શેઠને ત્યાં ગયા. રસ્તામાં ગંગાધર શેઠ સુંદરલાલને કેટલીએક શીખામણ આપતા ચાલવા લાગ્યા. અને બોલ્યા, સુંદરલાલ! તમારે ત્યાં આગળ એક પણ શબ્દ બોલવો નહીં, અને હું જે કહું તે તમારે સાંભળવું; પરંતુ ખરી વાતનો પુરતો ટેકો આપવો. અને સઘળી બીના હંસરાજ શેઠને કહી વાકેફ કરવા. પછી તેમને ખાત્રી નહીં થશે તો પાછળથી તેના હાથ દસ્કતની ચીઠી બતાવીશું. એટલે તેમને પૂરી ખાત્રી થશે. અને તે વાતથી છટકેલી મેના તારા બારણે આવતી અટકશે. માટે મારૂં કહ્યું માની તમોને જે વાત કહું તે સાભળી વીચાર કરી શબ્દ કાઢવો કે જેથી તે શબ્દ તમને બંધનકર્ત્તા થઈ પડે નહીં અને શાબાશી મળે. આ પ્રમાણે શેઠનું બોલવું સાંભળી સુંદર બોલ્યો—વારૂ શેઠજી! તમારૂં કહેવું માન્ય રાખું છું. એમ કહી બંને જણ હંસરાજ શેઠને ત્યાં આવી પહોંચ્યા. બાદ હંસરાજ શેઠ સાથે વેપારની થોડી ઘણી વાતો કરી; ત્યાર બાદ સુંદરલાલ ઉપર લેણા નીકળતા ત્રણ લાખ રૂપીઆની નોટો કાઢી, હંસરાજ શેઠ પાસે મુકી દીધી. તે ઉપરથી હંસરાજ શેઠ ચકીત બની ગયા ને વિચાર કરવા લાગ્યા કે મેં આની પાંસે કોઈ દીવસ રૂપીઆ મંગાવ્યા નથી ને કોઈ દીવસ માગણી કરી નથી, છતાં રૂપીઆ આપવા આવ્યા છે તેનું શું કારણ હશે? એવો વીચાર કરી સુંદરલાલને કહેવા લાગ્યા, સુંદરલાલ! તમને ધન્ય

છો. તમે વગર મંગાવે અને વગર કહેવડાવે રૂપીઆ આપવા આવ્યા છો તે મટે શાબાશી ઘટે છે. આ સાંભળી સુંદરલાલ બોલ્યો—શેઠજી! આપના રૂપીઆ મારી પાસે લેણા છે અને બીનમંગાવે આપવા ન આવું તો પછી બજારમાં મારા નામે કોઇ લખે નહીં. માટે શેઠજી હીસાબ કરી આપના જે રૂપીઆ વ્યાજ સાથે નીકળે તે ગણી આ મુકેલી નોટોમાંથી લઇ લ્યો અને સ્ટાંપના દસ્તાવેજ પાછા ભરપાઇ કરી આપો. તે ઉપરથી શેઠ હીસાબ કરી વ્યાજ શીખે ત્રણ લાખ રૂપીઆ લઇ લીધા. પછી સુંદરલાલ હંસરાજ શેઠ પાસે આવ્યો છે તેવી ખબર મેનાને પડવાથી તે તાબડતોબ આવી ઉભી રહી. પછી શેઠને મેનાની બદચાલથી વાકેફ કર્યા છતાં, તે વાત શેઠે માની નહીં, પરંતુ આખરે ગંગાધર શેઠે મેનાના હાથની લખેલી ચિઠ્ઠી બતાવી છતાં પણ હંસરાજ શેઠને મેના માટે કાંઇ પણ ખરાબ અસર થયેલી જણાઇ નહી; અને તે વાત સાચી પણ માની નહી. પછીથી ગંગાધર શેઠે મેનાને બોલાવી પુછયું કે આ ચીઠ્ઠીના અક્ષર કોના છે? ત્યારે તેણે હા પાડી અને કબુલ કર્યું કે તે અક્ષર મારા હાથના છે અને આ ચિઠ્ઠી મેંજ સુંદરલાલ ઉપર લખી હતી. મેં સુંદરલાલને મારી સાથે લગ્ન કરવાનું કહ્યું પણ તેમણે તે વિષે નાજ પાડી હતી. તે ઉપરથી મે મારા માતાપિતાને આડું અવળું સમજાવીને નોકરી પરથી સુંદરલાલને રજા અપાવી હતી. અને હજી પણ કહું છું કે હુ સુંદરલાલને કદિ પણ છોડનાર નથી મારી સાથે જો સુંદરલાલ લગ્ન નહીં કરે તો છેવટે હું કુંવારીને કુંવારી કાશી જઇ કરવત મુકાવી મારા મનની ઉમેદ પુરી પાડીશ મેં મારા અંતઃકરણથી સુંદરલાલ સાથે વરવાનું જળ લીધું છે. સુંદરલાલ ગમે તો ભિખારી હો, પૈસાદાર હો, પરંતુ આ દુનિઆમાં તેમના સિવાય હું બીજો ભરથાર કરનાર નથી. સુંદરલાલ ભિખારી છે તોપણ મારા માથાના મુગટ અને પતિ છે. બીજા ચાહે જગતાધિપતિ હોય તો પણ મારે મન તો તરણા સમાન છે. હું મારી ટેક કદાપિ મુકીશ નહીં. મેંજ સર્વ વાતો સુંદરલાલને કહી હતી અને મેંજ તેમની પાસે માગણી કરી હતી. તેમાં મને બીલકુલ દોષ નથી. આખરે હું શરમ તજી દઇને કહું છું કે મારા શરીરના કટકે કટકા કરશો તો પણ હું સુંદરલાલ શિવાય બીજાને વરીશ નહીં.

આ વાત સાંભળી હંસ શેઠના તો હોસજ ઉડી ગયા. તે સુંદરલાલને ધીમે સાદે કહેવા લાગ્યા-સુંદરલાલ! તમને લગ્ન કરવામાં કાંઇ વાંધો છે? શું તમને કોઇ જાતની હરકત છે? આ પ્રમાણે શેઠ-

નું કહેવું સાંભળી સુંદરલાલ બોલ્યો—મારે એકથી બીજી સ્ત્રી કરવાની પ્રતિજ્ઞા છે. શાસ્ત્રમાં પણ એ કહ્યું છે કે સ્ત્રીની ખુશીશિવાય બીજી સ્ત્રી કરવી નહીં. એ રીતે શાસ્ત્રનો બાધ આવે છે. માટે તે કામ મારાથી મુદ્દલ નહીં બની શકે જો આપ મને બીજું કામ બતાવશો તો તે કરવાને હું તૈયાર છું; પરંતુ આ કામ કરવાની તો હું સાફ નાજ પાડું છું. શેઠ—સુંદરલાલ! ત્યારે શું તમે એનો જન્મારો વૃથા કરશો! સુંદર—શેઠજી! મે તમને એ બાબતમાં કાંઇ લેખ કરી આપ્યો નથી તેમજ વચન પણ આપ્યું નથી. શું હું શાસ્ત્ર અને મારૂં વચન એક તરફ મુકી દઇને તેમ કરૂં? શેઠ—હા. સુંદરલાલ તેમ કરશો તો ભવિષ્યમાં સુખ પામશો. એક ઉપર બીજી સ્ત્રી કરવી તે પોતાની મરજીની વાત છે. તેમાં કાંઇ શાસ્ત્રનો બાધ હોતોજ નથી. માટે મારા કહ્યા મુજબ વરતી આ અનાથ બાળાનો ભવ સુધારો! તમે શાણા છો, હુશિયાર અને ચતુર છો. માટે તમને વધારે કહેવું પડે તેમ નથી. સુંદર—શેઠજી મારે જો તેમ કરવુંજ હોત તો તમને પ્રથમજ હા કહેત. શું મેં આટલો વખત તમારૂં માન ખાવા ના પાડી હશે? માટે શેઠજી તમે તમારે તેમને કાંઇ સારૂં લાયક પાત્ર જોઇ સારે ઠેકાણે વરાવો કે જેથી તેને ભવિષ્યમાં સુખ થાય; પરંતુ મારાથી તો તે કામ નહીં બને માટે કૃપા કરી મારા તરફથી બીનકુલ આશા છોડી બીજું યોગ્ય પાત્ર શોધશો એજ હું તો વધારે સારૂં માનું છું. પછી આપની મરજી. આ વિષયમાં આપે મારી આશા રાખવી તે નકામુ છે. એટલુંજ કહી શેઠને પ્રણામ કરી ગંગાધર શેઠ અને સુંદરલાલ હંસરાજ શેઠનું ઘર છોડી ગયા.

બીચારા હંસરાજ શેઠ છોકરીની વાત સાંભળી ગભરાઇ ગયા. છોકરીની વાત જો દુનિયામા થાય તો આબરૂના કાંકરા થાય અને જો આબરૂ સચવાય તો છોકરીનો આપઘાત થાય છે. એજ વિચારમાં વિચારમાં હંસરાજ શેઠ હંમેશા ઉદાસ રહેતા. મેનાને કઇ યુક્તિ કરી બીજે ઠેકાણે વરાવવી તે વિચાર તેને હંમેશાં આવ્યા કરતા હતા. કોઇ કોઇ વખત વળી એવા પણ વિચાર આવી જતા કે સુંદરલાલને પૈસા ટકા આપી પરણવાનું કહું તો માને કે નહી? વળી કોઇ કોઇ વખતે એવો વિચાર આવતો કે મેનાને સમજાવી, પટાવી, લાલચ આપી બીજે વરાવવાનું કહું તો તે માનશે કે નહી? આખો દિવસ એવા એજ વિચાર પોતાના મકાનમાં રહ્યા કર્યા કરતો હતો. જ્યારથી શેઠે આ વાત સાંભળી હતી ત્યારથી તેનું ખાવામાં કે વેપારમાં ચિત્ત લાગતું ન હતું. મનમાં દરેક વખતે એમ આવતું કે

પૈસો ટકો ધન માલમતા બધું ચાલ્યું જાય તો ખેર, પણ આબરૂને ધોકો ન પહોંચવો જોઇએ. વળી કોઇ વખતે એમ પણ કલ્પના થઈ આવતી કે આવું દુઃખ જોવા કરતાં ઝેહેર ખાઇ મરણ પામવું એ ઘણું સારૂં છે. આબરૂના માર્યા શેઠે આ વિચાર દૃઢપણે ધારી પોતાનું મરણ જરૂર નિપજાવવું એમ ધારી બજારમાં જઈ સોમલ લઇ આવ્યા.

આશાનો પ્રભાવ કાંઈ ઓરજ છે. હંસરાજ શેઠે ઘોગાન્ધ સાથે સોમલ પી લઇને આ નશ્વર સંસારની ચિન્તામાં સુઇ જવાનો વિચાર કર્યો અને તેના પ્રયત્નમાં પણ લાગી ગયા. પરંતુ માણસનું ધારવું ઓર હોય છે ત્યારે કીરતારનું કાંઈ બીજુજ હોય છે. સોમલ ખાઈ જવા પહેલાં શેઠને સુઝી આવ્યું કે લાવ, એક વખત સુંદરલાલને ખાનગીમાં મળી, જો પૈસા—લાલચ આપતાં માનશે તો ઠીક છે. નહીતો પગે પાઘડી ઉતારીશ યા ગમે તેમ કરગરી પડીશ એટલું કરતાં જો માનશે તો આબરૂ અને જીવ ઉભય રહેશે તેમજ મેનાને પૂછી કરી અને બંનેની ખાત્રી કર્યા બાદ આપઘાત કરવો વધારે સારૂં છે એમ ધારી મેનાને પોતાની પાસે બોલાવીને હંસરાજ શેઠે તેને દીલાસાથી પટાવીને કહેવા લાગ્યા કે બ્હેન! મેના! તું તારી હઠ મુકદે. સુંદરલાલ જેવા ગરીબને વરવા કરતાં હું તને સારા અને પૈસાદાર ઠેકાણું જોઇને વરાવું તો કેમ? મેના! તે આપણો નોકર છે. અને નોકર સાથે લગ્ન કરીએ તો આબરૂને ધોકો પહોંચે માટે તેમ નહીં કરતાં આ તારા પ્યારા પિતાનું કહ્યું માની હું તને ભણેલા ગણેલા અને ઉંચા કુળવાન તેમજ શાબાશી મેળવેલા ગૃહસ્થ સાથે વરાવું તે કબુલ કર. મેના! તું મારા કહેવા પ્રમાણે કરીશ, તો ભવિષ્યમાં સુખ પ્રાપ્ત થશે અને તું મને યાદ કરીશ. જો સુંદરલાલ નોકર છે, ગરીબ છે, પરદેશી છે અને વળી ના કહે છે, માન ખાય છે તો તેના કરતાં હું તને કોઇ ભલા ગૃહસ્થ જોડે વરાવું તો તને કાંઇ વાંધો છે? તેમાં તારો જન્મારો સુધરશે અને આગળ જતાં ઘણું સુખ મળશે. બેટા! એટલા માટે તું મારૂં માની લે. આ પ્રમાણે શેઠનાં વચનો સાંભળી મેના બોલી—પિતાજી! સુંદરલાલ શિવાયની દુનિયા મને ઝેર જેવી લાગે છે. સુંદરલાલ ગરીબ છે, નોકર છે, ભિખારી છે, ચાકર છે અને ગમે તો નીચ છે પણ મેં તો મારા અંતઃકરણથી તેને મારા પતી તરીકે માની લીધા છે. પિતાજી! મારો અને તેમનો લગ્ન કરવાનો ખાસ મેળો વાયદો છે અને તે પ્રમાણે મને તો ખાત્રી છે કે તે જરૂર મારી સાથે લગ્ન કરશે, ધારો કે કદાપિ નહી પણ કરે તો મારે બીજો ભરથાર આ ભવમાં તો ન કરવાની પ્રતિજ્ઞા છે. માટે પિતાજી! આ વાત

બાજુપર મુકી મને બીજે વસાવવાના વિચારને દુર કરી આપ સુખેથી આપનો ધંધો કર્યા કરો. જે લેખ મારા કર્મમાં લખ્યા છે તે કોઇ મિથ્યા કરનાર નથી. વળી જો સુંદરલાલ કબુલ નહીં કરે તો કાશીનું કરવત મુકાવીશ પણ હું મારી પ્રતિજ્ઞા કદાપિ તોડીશ નહીં. માટે પિતાજી! બીજી વાતો કોરે મુકો નહીં તો આપનું મગજ નકામું થઇ જશે અને તેને લઇને દુઃખી થશો. આ પ્રમાણેનું મેનાનું બોલવું સાંભળી હંસરાજ શેઠ બોલ્યા—છોકરી! તું મારૂં કહેવું નહી જ માને પણ આ હઠનું પરિણામ ઘણું ખરાબ આવશે. છોકરી! આ વૃદ્ધ પિતાનું કહેવું માથે ચઢાવ અને મારૂં કહ્યું માની તે પ્રમાણે વર્ત.

આ પ્રમાણે હંસરાજ શેઠે તો ઘણુંએ કહ્યું છતાં મેનાં તો પોતાના ધારેલા શબ્દો શિવાય બીજા શબ્દો જીભ ઉપર લાવતી જ નથી. એમ હંસરાજ શેઠના મનની પુરેપુરી ખાત્રી થઇ કે આ છોકરી વરશે તો સુંદરલાલને જ, નહી તો કરવત મુકાવી જરૂર મરી જશે. માટે જો સુંદરલાલ માને તો ગમે તે ઉપાયે કરીને તેને મનાવું. કદાપિ એ નહીંજ માને તો પછી મારે જરૂર વિષ ખાઇને મરવું; પરંતુ મારી નજરે મારે મારી આબરૂ ખોવી નહી. એમ વિચાર કરી ગાડી મંગાવી અને સુંદરલાલના ઘર તરફ હાંકવા ગાડીવાળાને હુકમ કર્યો.

ગાડી સુંદરલાલના ઘર પાસે આવી ઉભી રહી એટલે શેઠ ગાડીમાંથી નીચે ઉતર્યા અને સુંદરલાલને હાક મારી. તે વખતે સુંદરલાલ અને તારા, મેના સંબંધીજ વાતો કરતા હતા. હંસરાજ શેઠને ઘણા માનથી બોલાવ્યા. હંસરાજ શેઠ બિચારો ધનાઢ્ય છતાં લાચાર બની કહેવા લાગ્યો. સુંદરલાલ! તમે તેમ કરો તો તમને શું હરકત છે? જો કદાચ તેમ નહી થાય તો આમાં કેટલાક માણસોના આપઘાત થશે. અને તેનો દોષ તમોને લાગશે. સુંદરલાલ હું તમોને વધારે કહી શકતો નથી. પરંતુ એટલુંજ કહું છું કે મ્હારી આબરૂ અને થતા માણસોના આપઘાત બચાવવા તે તમારા હાથમાં છે, સુંદરલાલ ચાહો તો મ્હારો તમામ પૈસો લ્યો; પરંતુ ગમે તેમ કરી મારી ઉપર દયા લાવી આ કામ કરો. ( આટલું કહી રડી પડે છે ) બેટા તારા! તું ગમે તેમ કરી સુંદરલાલને સમજાવી આ કામ પુરૂં કરી આપ. તું અને મેના મારી દીકરીઓ છો. તારામાં અને મેનામાં હું કાંઈ પણ તફાવત સમજતો નથી. માટે બેટા! ગમે તેમ કરી આ વખતે તમો બંને વિચાર કરી આ બુઢાની આબરૂ અને વટ રાખો. છેવટમાં આ પાઘડી ઉતારીને કહું છું કે મારી આબરૂ રાખો! સુંદરલાલ મારી આબરૂ જાળવવી તમારા હાથમાં છે, જીવીતદાન આપો તો પણ

તમેજ અને મરણ નિપજાવો તો પણ તમેજ માટે આ કામ તો જેમ તેમ કરી તમારે કરવું જ પડશે. આ પ્રમાણે ડોસાના વચનો સાંભળી ધીમે સાદે સુંદરલાલ બોલ્યો—તમે મારા શેઠ છો એમ હું નથી માનતો પણ હું તમોને મ્હારા પિતાજી તુલ્ય માનું છું, પરંતુ આ વાત મારાથી કોઇ કાળે નહી બને. જો કદાચ મ્હારાથીજ તમારી આબરૂ રહેતી હોય અને થતા આપઘાતો બચતા હોય તો હું મારો દેહ ત્યાગ કરવાને તૈયાર છું. મારો દેહ ત્યાગ કરીશ એટલે તે બીજે પરણશે. પરંતુ એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી કરવાની મના છે માટે તેમ કરવાને મારૂ હૃદય માફ ના પાડે છે અને તે કામ કરવાને હું સાફ નાકબુલ પાડું છું. તમે જો મારો પ્રાણ માગશો તો તે આપવાને તલભાર પણ વાર નહિ કરતાં તૈયાર છું. માટે પગે લાગવું, પાઘડી ઉતારવી, દોલત આપવી અને લાલચ આપવી એ બધું બાજુપર મુકી દઇ તેમ થવાની મારી તરફથી બીલકુલ આશા ન રાખતાં વિસારે મુકી દેવી એજ સારૂ છે. હવે આપ જે મારી તરફથી આશા રાખો છો તે છોડી દ્યો.

સુંદરલાલનાં આ કઠીણ વાકયો સાંભળી શેઠની આંખમાં ઝળઝળીયાં આવ્યાં અને છાતીએ ડુમો ચઢી આવ્યો. તેથી શેઠ સુંદરલાલની સામે એક પણ શબ્દ બોલી શકયા નહિ. તે પોતાના મનમાં ઝેર પીવાનુ નકકી કરી બીલકુલ બોલ્યા ચાલ્યા શિવાય શહેર, પૃથ્વીને અને તમામ માણસોને પ્રણામ કરતા ગાડીમાં બેસીને પોતાના ઘેર આવ્યા.

શેઠ ઘેર આવી કાઢેલું દુધ અને સોમલના ઝેરનો પ્યાલો જે ઓરડામાં મૂકયો હતો તે ઓરડામાં ગુપચુપ જઈ ઝેર પીને સુઈ રહ્યા. એ પણ આશા તેઓએ રાખી ન હતી કે ફરી ઉઠીને કોઇની સાથે મળીશ યા વાતચીત કરીશ. થોડીવાર પછી તાણ આવી અને તેઓ સ્વર્ગવાસ પામી ગયા. બપોરે શેઠ ઓરડામાંથી જમવા ન આવ્યા એટલે શેઠાણીના મનમાં આવ્યું કે તેમની તબીયત જરા બગડી હશે એથી જમવા આવ્યા નથી. એ ધારણાથી કોઇ પણ માણસે શેઠના ખબર કાઢી નહી. સાંજ સુધી શેઠ જમવા ન આવ્યા અને જેમ જેમ વખત જતો ગયો તેમ શેઠાણીને વધારે ને વધારે અધીરાઇ આવતી ગઇ. ઉપર જઇ તપાસ કરી તો શેઠ મળે નહીં. શેઠ જે ઓરડામાં સુઈ ગયા હતા તે અંદરથી વાસી દીધું હતું તેથી કોઇએ તેની તપાસ કરી નહીં. શેઠ ઘરમાં ન જણાયાથી નોકર ચાકરોને તપાસ કરવા બજારમાં મોકલ્યા પરંતુ કાંઇ પત્તો લાગ્યો નહી.

છેવટે ગાડીવાળાએ સવારે ગાડી સુંદરલાલને ત્યાંથી લાવવાનું કહેવાથી ઘરમાં ઘણી ઘણી તપાસ કરવા છતાં પણ પત્તો લાગ્યો નહી. બંધ કરેલો ઓરડોજ તપાસ કરવાનો બાકી રહ્યો હતો તેથી બધાને તે ઉપર વહેમ આવવાથી સુતારને બોલાવી ચગુીઆરૂ ઉતારાવી અંદર જઇને જોયુ તો શેઠને સુતેલા જોયા. માણસોએ ઘણા ઘાંટા પાડયા અને ઢંઢોર્યા પરંતુ શેઠમાં જીવનનો અભાવ એટલે બોલે ક્યાંથી! આખરે લાચાર થઇ ડાકટરને બોલાવી તપાસ કરાવી. નાડી જોવરાવી તો જણાઇ આવ્યું કે શેઠે ઝેર ખાધુ છે અને તેમનાં પ્રાણ જવાને બાર કલાકથી વધારે વખત થઇ ગયો હતો. ઝેર સર્વ શરીરમાં વ્યાપી ગયું છે માટે તેના કાંઇ પણ ઉપાય થઇ શકશે નહીં એમ ડાકટરનુ કહેવું સાંભળી આખા ઘરના રોવા કુટવા મંડી પડયા, ડાકટર પોતાની ફી ઉપરાંત લાંચના રૂપીઆ સો લઇને પોલીસ ચોકી ઉપર જઇ મધી બીના જાહેર કરી. એટલે હંસરાજ શેઠને ઘેર તાબડતોબ પોલીસ આવી પહોંચી અને શેઠની લાસનું પંચનામું કરી તેને હોસ્પીટલમાં મોકલાવી દીધી. બાદ કોર્ટમાં શેઠના નોકર ચાકર વિગેરે જુબાનીઓ લેતાં છેવટે જણાયું કે સવારે શેઠ સુંદરલાલને ઘેરથી ગાડીમાં બેસી પાછા આવી ઘરમાં ગયા હતા. એવી ખબર પડવાથી તરત પોલીસ સુંદરલાલના ઘર પર જપ્તી મુકી તપાસ કરતાં શેઠના પગલા શિવાય બીજો મુદ્દામાલ નામ કે નિશાન મળી આવ્યું નહી. એ શક ઉપરથી તારા તથા સુંદરલાલને જેલમાં દોરી ગયા.

બીચારા સુંદરલાલને તથા તારાને અભાગણી જક્કી સ્વભાવની મેનાના હાથથી કેદ થવું પડયું. સુંદરલાલનું પરદેશમાં કોઇ સગું સંબંધી નહીં કે ઓળખાણવાળુ પણ નહી. પરંતુ તેના શુભેચ્છક શેઠ ગંગાધર હતા. બીજે દિવસે સુંદરલાલના કેદમાં ગયાના સમાચાર સાંભળી શેઠ ગંગાધર ગભરાયા અને તે શી રીતે બન્યું તે તેના જાણવામાં આવ્યું. સુંદરલાલ સાચો છે એવી ખાત્રી ગંગાધર શેઠને થવાથી તેને સુંદરલાલ માટે હજારો રૂપિયા ખર્ચી તેને માટે ભારે વકીલ કર્યા અને મુદતને દિવસે કોર્ટમાં જઇ વકીલને સાથે રહી સર્વ જુબાનીઓ બરાબર લેવડાવી. તેમાં મેના તરફની સઘળી વાતો નીકળી અને ગાડીવાળાની જુબાનીમાં છેવટે એવા શબ્દો આવ્યા કે શેઠ સુંદરલાલ સાથે જ્યારે વાત કરતા હતા, ત્યારે હું તેમની પાસેજ હતો; પરંતુ તેઓ એક બીજાને અડક્યા નહોતા. અને તેઓ બન્ને કદમ છેટે રહી વાતો કરતા હતા. વાતો કરી રહ્યા પછી હું શેઠને લઇ ગયો. ઘેર આવી શેઠ તેમના ઓરડામાં ગયા અને હું તેમનું પાકીટ લઇ ઓરડામાં મુકવા ગયો. તે વખતે દુધના ભરેલા પ્યાલામાં કાળુ કાળુ ભરાયેલું

જોયું. તે પ્યાલો લઇ શેઠ પોતાના ખાનગી ઓરડામાં જઈ બેઠા, એ ટલામાં મેં પાકીટ તેમની પાસે મુક્યું. અને હું બહાર નીકળી આવ્યો એટલે ઓરડો બંધ કરી શેઠે સાંકળ વાસી દીધી. ગાડીવાળાની આ જુબાની ઉપરથી સુંદરલાલને અને તારાને સરકારે નિર્દોષ ઠરાવી છોડી મુક્યાં.

સુંદરલાલ અને તારા એકવચની, સાચાબોલા તેમજ ટેકીલા હતા. તેટલા માટે અત્યંત દુઃખો પડયા છતાં પણ પોતાના ટેકથી ચુક્યા નહીં. બીચારો સુંદરલાલ કેદમાંથી છુટીને આવ્યા બાદ સુકાઇને સોટી જેવો બની ગયે હતો. તેવીજ સ્થિતિ તારાની પણ હતી. સુંદરલાલ અને તારાના આવ્યા પછી ગંગાધર શેઠે તે બંનેને શિખામણો દીધી. પરંતુ બીચારાં નિર્દોષ હતાં છતા પણ તે સહુ મુગે મોંઢે સાંભળી અને આ બનાવ કેમ બનો તે ગંગાધર શેઠને કહી સંભળાવી અને તેમને વાકેફ કર્યા. આ વાત બન્યા પછી સુંદરલાલે ગંગાધર શેઠની બસો રુપીઆના નોકરી છોડી દીધી અને પોતાની પાસે આવેલા રૂપીઆમાંથી ધંધો કરવા માંડ્યો અને એકદમ નોકરીને ધીકારી વેપારમાં ગુંથાયો.

## પ્રકરણ ૧૪ મું.

### મણીનું ગુણકાને ત્યાં વેચાવું.

રસીકલાલને નોકરીપર જવાને એકજ દિવસ બાકી રહ્યો હતો. તેથી મણી આખા દિવસ રો રો કરતી અને પોતાના ભાઇને બીજા પંદર દિવસ રોકાવા કહેતી હતી; પરંતુ ઘણા દિવસો થવાથી રસીકે તે વાત કબુલ કરી નહીં અને સ્વચ્છંદીને બોલાવી મજુરો પાસે પોતાની ટ્રંકો અને બીસનરા વિગેરે પેક કરાવી દીધા. એક દિવસ બાકી રહ્યો હતો તેથી પોતાના સગાવહાલાને અને મણીના સાસરીઆને તેમજ પોતાના બેનતીને મળવાને ગાડી જોડાવી અને મા બહેન સહીત તે તરફ નીકળ્યો. અને મણીના સાસુસસરાને તેમજ રતીકાન્તને આવી મળ્યા. બન્સીલાલ અને રતીકાન્ત આ પ્રમાણેની રસીકની સ્થિતિ જોઇ ઘણા હર્ષિત થયા. અને કહેવા લાગ્યા કે રસિકલાલ! તમને ત્યાં શાની નોકરી છે? અને ત્યાં તમને શું પગાર મળે છે? તે ઉપર- થી રસિકલાલે જવાબ આપ્યો હું હાલમાં ત્યાં દીવાનની નોકરી ઉપર છું, અને પગાર રૂપીઆ બે હજાર મળે છે. આ પ્રમાણે રસિકના વાક્યો સાંભળી સઘળા ચકિત થયા બાદ બીજી પણ ઘણી ઘણી વાતો પુછી વાકેફ થયા. સાંજ પડવા આવવાથી રસીક અને મણી સર્વે પો-

તાના ઘર તરફ પાછા ફર્યા. બીજે દિવસે સવારમાં મળસકામાં ઉઠી ટ્રેન પહેલાં ન્હાઇધોઇ રસોઈ જમી તૈયાર થયા પછી ટ્રેનના બે કલાક પહેલાં રસીક સ્વચ્છંદી અને બીજાં સગાંવહાલાં મળી પચીસ માણસ સ્ટેશન સુધી વળાવવા આવ્યું, સ્ટેશનપર સર્વ સામાન મુકાવી દીધો. મણી ભાઇનું અને ભોજાઈનું પરદેશ જવાનું જોઇ ઘણી રોવા લાગી અને તેઓને આઝી પડી, પરંતુ ગાડીને ઉપાડવાને બાકી પા કલાક હોવા-થી રસીક પોતાની મા તથા સગાંવહાલાંને પગે લાગી ગાડીમાં ચઢી બેઠો, પાંચ મિનિટ પછી ગાડી ઉપડી ગઇ, બીચારાં માણેક તાઈ અને મણી તેમજ બીજાં સગાંવહાલાંઓ ઉદાસ ચહેરે ઘર તરફ પાછાં ફર્યાં.

માણેકબાઈ બિચારી પોતાને ઘેર ગઇ અને મણી પોતાના સાસુ સસરા સાથે સાસરે ગઈ. મણીને પોતાના ભાઈ ભોજાઈના આવવાથી બે માસથી આનંદ આનંદ થઈ રહ્યો હતો પણ તેમના પાછા જતાંજ તે બિચારી ન્હાનરી બની ગઈ હતી. જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ વાત વીસારે પડતી ગઈ. એક દીવસે રતીકાન્ત અને મણી પોતાના ખાનગી ઓરડામાં બેસી વાતો કરતાં હતાં, તેવામાં રતીકાન્તે મણી પ્રત્યે મ્હેણું માર્યું કે માણેકબાઇ દગાળાં હળે છે. એ ઉપરથી મણી રીસાઇ ગઈ; પરન્તુ રતીકાન્ત તો ફક્ત મશ્કરીને માટેજ બોલ્યો હતો, પણ મણી તો રતીકાન્ત સામું મ્હોં ચઢાવી બેઠી. રતીકાન્તે ઘણુંએ કાલાવાલા કરી તેને બોલાવવા પરંતું તે તો જવાબજ આપતી નહી. રતીકાન્ત કુછંદીલાલની સોબતમાં હતો. તે વખત કરતાં આ વખતે રતીકાન્ત સારી સ્થિતિમાં હતો, અર્થાત સુધરી જઇ સારી સંગત અને કુછંદથી વિરક્ત હતો અને વિવેક, હિતાહિત અને સારાસાર સારી રીતે સમજતો હતો. જો કે રતીકાન્તને આજસુધી કુછંદીલાલની સોબત રહી હોત તો આજે રતીકાન્ત કુછંદીલાલ કરતાં સોગણો વધારે ચઢીયાતો બની જાત! પરંતુ સદ્ગુણી મણીએ હજારો ઉપાયો કરીને સંગત છોડાવવાના પ્રયત્ન કર્યો હતો છેવટે સજાને પાત્ર થવાનો વખત આવ્યો ત્યારેજ તેની (કુછંદીલાલની) સોબત છુટી હતી. કુછંદીલાલ આજજ સજા ભોગવીને આવ્યો હતો. તે દરમ્યાન રતી-કાન્તને મળવા અને ભોળવવા ધારતો હતો પણ રતીકાન્તે તેની વાતો અને તેની રીતો ગમતી નહતી, રતીકાંત અને મણી કુછંદીલા-લને ધિક્કારી–તરછોડી કાઢી મુકતા અને એટલા માટે જ કુછંદીલાલ મણી ઉપર ઘણોજ ગુસ્સે રહેતો, અને લાગ આવે તો મણીને મુદ્દલ ઉપાડી જવાના વિચારમાં હતો. એ વિચાર અમલમાં મુકવો, એમ વિચારી કુછંદીલાલે પોતાના જેવાજ બીજા ચાર જુવાન દોસ્તદારો તૈયાર કરી રાખ્યા હતા. મણી કેટલાક દીવસથી રતીકાન્ત સાથે રી-

સાદ હતી એ તો પહેલાં કહેવાઇ ગયું છે. એક દિવસે સાંજે મણી પોતાને પીએર જવા નીકળી હતી. મણી પોતાના સમરાના મહોલ્લાથી બીજા મહોલ્લામાં થઇ વળતા જાય છે, તેટલામાં કુઝંદીલાલના ચાર માણસોએ તેને પકડી મોહામાં ડુચો દઇ ગાડીમાં નાંખી ગાડી હંકારી દીધી. તે વખતે એ કામ કરવાનુ તહોમત પોતાની ઉપર ન આવે એમ ધારીને કુઝંદીલાલ ઘેરજ રહ્યો હતો. અને તેમાં ભાગ લેવા ગયો નહીં પરંતુ તે કામ કરવાની મસલતમાં અને મણીને વેચી નાંખવામાં ભાગ ખાવાનો તને પોતાના ચારે મિત્રોની સાથે એકરાર કર્યો હતો. મણીને ઉપાડી ચારે મિત્રો મણીપુર નગરથી લગભગ સો ગાઉ દુર એક સારા ગામમાં ગયા અને ગણીકાને ઘેર ઉતારો કર્યો. મણીને વેચી નાખવાના ઇરાદાથી ગણીકાને દેખાડી અને તેને ગણિકાએ પસંદ પણ કરી. કિંમત ઠરાવતાં ચારે જણાએ મણીના મુલ્ય પેટે રૂપિયા પાંચ હજાર માગ્યા. તે ઉપરથી ગણિકાએ આનાકાની કર્યા સિવાય રૂપિયા પાંચ હજાર લાવી એકદમ તેમની આગળ રજુ કર્યા. ગણી એ પોતના મનમાને મનમાં વિચારવા લાગી કે આવુ કામ સ્ત્રી રત્ન મને રૂપિયા દશહજાર ખરચ કરતા પણ મળી શકત નહી. વળી આ વખતે મારી પાસે બીજી કોઇ સ્ત્રી છે નહીં માટે આને રાખી છે અને ઘણી સુંદર છે. ઓછામાં ઓછી એનાથી મને રોજની તો દોઢસો રૂપીયાની આવક થશે અને બધા પૈસા બે માસમાં ભરાઇ રહેશે. એવો વિચાર ધારી ગણિકાએ મણીને હર્ષથી ખરીદી લીધી હતી. મણી ઘણા રૂપવાન. કાન્તીવાન અને ગુણવાન તેમજ દરેક બાબતમાં નાજુક હતી. એને લીધેજ તે ગણીકાના ધ્યાનમાં આવી ગઇ હતી. રાજી અને ખુશીથી તેણે તેને ખરીદી લીધી અને તુરતજ રોકડા રૂપિયા ગણી આપ્યા હતા.

લીધેલા પાંચ હજાર રૂપીયા ગણી લઇ ચારે જણા ત્યાંથી ઝટ પસાર થઇ ગયા. કારણ કે તેઓએ મણીની કિંમત જે ધારી હતી તેના કરતાં વધારે ઉપજી હતી તેઓ રસ્તામાં વિચાર કરવા લાગ્યા કે ધાર્યા કરતા રૂપિયા ત્રણ હજાર વધારે ઉપજ્યા છે. માટે સઘળા એ રૂપીયા સરખી રીતે કુઝંદીલાલને કહીએ અને ખાવાની ના હોય તો તેને બે હજારજ રૂપિયા દેખાડીએ, તને બાકીના ત્રણ હજાર રૂપિયા આપણે ચાર વહેંચી લઇએ. આ વિચાર એક જણાએ ત્રણે જણાઓને જણાવ્યો. એટલે તે વિચાર બીજાઓએ પણ કબુલ રાખ્યો, અને ચારે જણાઓએ ત્રણહજાર રૂપિયા સરખે ભાગે વેહેંચી લીધા. બાકીના રૂપિયા મણીપુર નગર આવી કુઝંદીલાલને બતાવ્યા.

કુસંદીલાસે અને બીજાઓએ તે રકમના પાંચ ભાગ સરખા વહેંચી લીધા, અર્થાત દરેકે રૂ. ચાર ચારસો વહેંચી લીધા અને ચાર જણાઓ ચુપચાપ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

મણી ગુમ થવાની વાત લગભગ એક માસ સુધી છાની રહી. કારણ કે મણીના સાસરાવાળાઓ જાણે કે મણી પિએર ગઈ છે, અને મણીની મા માણેકબાઈ જાણે કે મણી સાસરે છે. એવી રીતે મોઘમને મોઘમમાં વાત એક માસ છાની રહી અને તેની ખબર પણ કોઈને પડી નહીં. એક દિવસ રતીકાન્તના મનમાં એવો વિચાર આવ્યો કે મારા કહેણાના મણીને ઘણી રીસ ચઢી ગઈ છે અને તેથીજ તે એક માસ થઈ ગયો છતાં પણ પિએર રહી છે. એમ સમજી રતીકાન્ત એક દિવસે માણેકબાઈના ઘર તરફ આવ્યો. રતીકાન્તના મનમાં એવો વિચાર હતો કે ગમે તેમ કરી મણીને સમજાવી. પટાવી ફોસલાવી ઘેર લઈ આવું, એમ ધારી માણેકબાઈ પાસે આવી રતીકાન્તે પુછયું એટલે માણેક-બાઈના તો હોંશજ ઉડી ગયા. અને બન્ને જણાની ખાત્રી થઈ કે જરૂર ક્યાંએ મણી ગુમ થઈ ગઈ. એમ ધારી નદી નાળાંઓ, તળાવો અને મહોલ્લાઓ વિગેરે ઠેકઠેકાણે માણસો મોકલ્યા, સઘળે ઠેકાણે ખબર કઢાવી પોલીસમાં ખબર આપી; પરંતુ ક્યાંથી પત્તો લાગે? તે તો બિચારી ત્યાંથી સો ગાઉ દુર પડી હતી. તેની ખબર અહીં ક્યાંથી આવે? છેવટે બીચારાં તપાસ કરાવી થાક્યાં પણ બીલ-કુલ પત્તો લાગ્યો નહીં કે કાંઇ પણ ખબર મળી નહીં. એથી રતી-કાન્તના મનમાં ખાત્રી થઈ કે ગમે તો મારા મહેણાને ખાતર મણીએ જરૂર આપઘાત કર્યો હશે? વિચારને લીધે બિચારો દુઃખમાં ઝુરયા કરતો હતો. માણેકબાઈને મણીના ગુમ થવાથી ચિત્તભ્રમ વાયુ પેદા થયું હતું અને તે ઘણી ગભરાઈ ગઈ. ચિત્તભ્રમને લીધે તે આખો દિવસ અને આખી રાત ગામમાં ફર્યા કરતી. મણીના ગુમ થયાની વાત સાંભળી માણેકબાઈએ અન્નપાણી છોડી દીધું હતું. મણી તો ગઈ, છોકરાઓ પરદેશમાં અને પોતે એકલી હોવાથી તે ઘણી મુઝાઈ જતી હતી. મણી જેવી સદ્ગુણી બાઈના ગુમ થઈ જવાથી રતીકાન્ત પણ પેટ ભરીને અનાજ ખાતો નહીં, આખી રાત્રીએ ઉજાગરા કરતો, આખી રાત અને આખો દિવસ તેની તેજ ઝંખનામાં ગાંડાની માફક શહેરમાં ભમ્યા કરતો. ઘરના તમામ માણસો તેને ધીરજ આપતા અને કહેતા કે મણી ગામ ગઈ છે અને તે થોડા દીવસમાં પાછી આવશે. તો પણ તે તેમની વાત બીલકુલ માનતો નહી અને વિચારોમાં ને વિચારોમાં નિમગ્ન રહે-તો. અને પોતે મણીને આપેલા મહેણા માટે પશ્ચાતાપ કરતો હતો.

માણેકબાઇએ રતીકાન્તને બોલાવી પાંચ પચીસ માણસો દસ દસ બાર બાર અને છેવટે પચીસ ગાઉ સુધી મોકલ્યા પણ કાંઇ પત્તો લાગ્યો નહીં. આ વાતથી રતીકાન્ત તો સાવ ગાંડોજ બની ગયો હતો. કોઈ કોઇ વખતે તે પોતાનું કપાળ ઉમરા સાથે અફાળી માથું ફોડી લેતો, તો કોઈ વખતે કુવે પડવાના વિચારથી કુવાની તરફ દોડી જતો, અને કુવામાં ભુસ્કો મારવાનું કરતો એટલામાં નગરના લોકો આવી તેને પકડી રાખતા. અને મશ્કરીમાં કોઇ એમ કહેતો કે થોડીકવાર પહેલાં આવી જાતનાં કપડાં પહેરી આ રીતે મણી ગઇ છે. તો તે રસ્તે તે હરખતો હરખાતો દોડી જતો, અને હરકોઇ બકરી જતી હોય, તેને મણી કહી ધાંટો પાડી ઉભી રાખતો, અને છેવટે આ મણી નથી એવી ખાત્રી થતાં તુરત નિરાશ થઇ પાછો ફરતો. મણીના ગુમ થયાના સમાચાર સાંભળ્યા પછી રતીકાન્તને અને માણેકબાઇને આઠ આઠ દિવસના અપવાસ થયા હતા એમ છતાં પણ કોઇ માણસ મશ્કરીની ખાતર ખોટી ખબર આપતો એટલે તેઓ બતાવેલી જગોએ જઇ પોતાના મનની ખાત્રી કરતાં મણીની શોધ કરવા સિવાય રતીકાન્તને બાજી કોઈ પણ જાતની ખબર નહતી. કોઇ કહે કે મણી કુવામાં છે તો તે કુવામાં પડવા માટે તૈયાર થઇ જતો. અન્તમાં મણી ન મળવાથી અને ખાત્રી થવાથી રતીકાન્ત અને માણેકબાઇ નિરાશ થઇ ભુખ્યાં ને તરસ્યાં જેમનાં તેમ ઘેર બેઠાં રહેતાં.



## પ્રકરણ ૧૫ મું.

### તારા ઉપર મેનાનો શ્રાપ.

સુંદરલાલ કેદમાંથી નિકળી બધી જંજાળ મુકી દઇ ફક્ત સટાનો ધંધો કરતો, અને પોતાને જીવિતદાન આપનાર ગંગાધર શેઠને દિવસમાં સાંજ ને સવાર એમ બે વાર સલામ કરી આવતો. જ્યારથી સુંદરલાલ સટાનો ધંધો કરવા લાગ્યો ત્યારથી દરરોજ સટામાં તેને રૂપિયા પચાસ મળતા અને તે રૂપિયા એકઠા કરી ગંગાધર શેઠને ત્યાં જમે કરાવતો જતો.

એક દિવસ એવો બનાવ બન્યો કે સુંદરલાલ પોતે વેપારને માટે બજારમાં ગયો હતો અને તારા પોતાના મકાનમાં એકલી બેઠી હતી. તેવામાં મેના પોતાના વાયદા પ્રમાણે બે માસ પુરા થવાથી તારા પાસે આવી આમ કહેવા લાગી કે—કેમ તારા બ્હેન ! સુંદરલાલને સમજાવી લગનનું નકી કર્યું છે કે કેમ? આ વાત સાંભળી મેના

ચીડાઇ ગઇ અને કહેવા લાગી કે—મેના ! આજ તો તું આવી છે તે ઠીક છે, પરંતુ હવે પછી કોઇ પણ દિવસે આ મકાનમાં પગ મુકીશ તો તારો પગ વાઢી નાંખીશ. તે સાંભળી મેના બોલી—કેમ તારા બ્હેન ! આમ બોલો છો. તમે મને પરણવાનું વચન આપ્યું છે છતાં આમ કેમ બોલો છો ?

તારા—કેમ તે એમ. રાંડ ખૂની બાપનુ ખૂન કરી આવી અને હવે સુંદરલાલનું ખુન કર. તેં તારા બાપ સરખાને પણ ઝેર દઇ મારી નાંખ્યો તો તું તો બીજાને કેમ જીવતા રાખીશ ? હવે તારો ભરોંસો બીજાને કેમ પડે. રાંડ ! કુલટા થઇને પવિત્ર થવા માગે છે. જા રાંડ ! સીધી સીધી તારા ઘર તરફ; નહી તો સરકારી માણસોને બોલાવી કેદમાં મોકલાવવી પડશે સમજી.

મેના—તારા ! જરા વિચાર કરીને બોલો. રાંડ અને કુલટા જેવા શબ્દો મુખમાંથી ન કાઢો. અને કાઢશો તો તેનું પરિણામ ઘણુંજ ખરાબ આવશે. તારા ! હવે હું પણ તને ટુંકામાં કહી દઉં છું કે મને સતીને મારી માગણી પ્રમાણે સુંદરલાલ સાથે નક્કી કરાવી આપ, નહી તો હું મારા મનની ખર લાવવા માટે છેવટે કાશી કરવત મુકાવીશ અને આવતા ભવમાં પણ સુંદરલાલ સાથે પરણીશ. તારા ! મેં મારી આ જીંદગીમા દુનિઆપરના કોઇ પુરૂષની સોબત તો શું પણ હું કોઇ પુરૂષને અડકી પણ નથી તેમજ મેં સુંદરલાલ શિવાય બીજા પુરૂષ સાથે વાતચિત પણ કરી નથી. છેવટે હું કહું છું કે તું વચમાં પડીને તારૂં વચન નહીં પાળે તો તારૂંજ ખરાબ થશે, હું તો સુંદરલાલનેજ મારા અંતઃકરણથી વરી ચુકી છું અને તેજ મારા ભરથાર છે. હું તેમને જ્યારે જ્યારે અને જ્યાં સુધી બોલાવીશ ત્યારે ત્યારે અને ત્યાં સુધી પ્રાણનાથ કહીનેજ બોલાવીશ.

માટે તારા ! તે વાત સુંદરલાલ પાસે કબુલ કરાવવી યા ન કરાવવી તે તારા હાથમાં છે. આજ સુધી હું તારાજ વચનની ખાતર રહી છું. હું સુંદરલાલના રૂપથી અથવા પૈસા ટકાથી મોહી નથી કે તમારાથી મોહી નથી પરંતુ હું તો મારા સાચા પ્રેમથીજ અને અંતઃકરણપૂર્વક વરી ચુકી છું. તારા ! અંતમાં હું તમોને કહું છું કે સર્વે સારૂં કરવું હોય તો મારા મનની ઉમેદ પૂરી કરો અને મારૂં લગ્ન સુંદરલાલ સાથે કરાવી આપો. નહિ તો હું તમોને શ્રાપ દઇને બાળી મુકીશ અને કાશી જઇ કરવત મુકાવી મારા હૈયાના હારને આવતા ભવમાં મળી મનની ઉમેદ પૂરી કરીશ. આ પ્રમાણે મેનાનાં વચનો સાંભળી તારા ગુસ્સાઇ જઇ બોલી—જાની. તારા જેવી શંખણીઓ તો ઘણીએ છે. તારા

શંખણીના શ્રાપથી શું થવાનું છે. દુનિયામાં તારા જેવી શંખણીઓ ઘણીએ આથડે છે. શંખણી ! આપને કોણ ગણે છે. શું તું આવું બોલીશ એટલે હું ડરી જઇશ ? ના ના જરીએ નહીં. આ પ્રમાણે તારાંનાં વચનો સાંભળી મેના બોલી—તારા ! હું શંખણી નથી પણ સતીછું. તું કહેતી હોય તો પ્રત્યક્ષ બતાવું. જોવાની મરજી છે ? જો મારું કહ્યું માની હજી પણ કબુલ કરી હવે તું મારી મુરાદ પાર પાડીશ તો સુખ ઉપજશે અને સહુના દિવસો આનંદમાં જશે. અને જો નહીંજ માનો—તારા—જાની તારાથી થાય તે કરી નાખ.

આ પ્રમાણે તારા કહેછે એટલામાં સાક્ષાત્ સતી મેના માથાના વાળ છુટા કરી એક પ્યાલામાં પાણી ભરી મંત્રીને ચાંગળું ભરી છાંટયું એટલે તારાએ બળી ગઇ બળી એવી બુમો મારવી શરૂ કરી. મેનાએ બીજું ચાંગળું ભરી છાંટયું, ત્રીજું છાંટયું એટલે તારા પતી પતી કહેતી ભડકો થઇ જાય છે, અને સતી મેનાનાં રૂવાં ઉભાં થાય છે.

બાદ થોડીવાર પછી સુંદરલાલ બજારમાંથી ઘેર આવ્યો. રસોડા તરફ નજર કરી જુએછે તો કોઇ મળે નહીં અને રસોઇ પણ દેખાઇ નહીં. તે ઉપરથી સુંદરલાલ ગભરાવા લાગ્યો. સુંદરલાલને સતી મેના બીહામણા રૂપે નજરે દેખાવા લાગી. મેનાનું વિકરાળ સ્વરૂપ જોઇ વિચારવા લાગ્યો કે આ ઉભેલી સ્ત્રી કોણ હશે ? આ વખતે મેનાને સુંદરલાલ બિલકુલ ઓળખી શક્યો નહીં. આ વખતે મેનાએ સુંદરલાને કહ્યું—બોલો તમારે મારી સાથે લગ્ન કરવાં છે કે નહીં ? કરવાં હોય તો કબુલ કરો નહીં તો તારાની માફક અસલ ઘરનો રસ્તો ત્વરાથી પકડાવું કે જેથી તમો ત્યાં સુખેથી રહી શકો. મેનાના આ પ્રમાણેના વાક્યો સાંભળી સુંદરલાલ ચકિત થઇ ગયો અને વિચાર કરવા લાગ્યો કે આ મેના તો નહી હોય ! ના ના એતો નહીં. એ વળી એવી બીહામણી કયારે હતી, આ તો કોપ દેવી છે એમ ધારી સુંદરલાલ વધારે ભયભીત થયો. ધીમે સાદે મેનાને કહેવા લાગ્યો કે તમે કોણ છો ? અને શા કામ માટે અહીં આવ્યા છો ? એ સાંભળી મેના બોલી—પ્રાણધાર ! તારાએ પોતે આપેલું વચન ન પાળ્યું અને મને ઘણા કઠીન શબ્દો—અઘટિત વાક્યો સંભળાવ્યાં. તેને લીધે મેં તારાને શ્રાપ–દઇને બાળી મુકી છે. છેવટે હું તમોને કહું છું કે તમારે મારી સાથે લગ્ન કરવા છે કે નહીં ? તે મને હાલ ને હાલ ખુલ્લેખુલ્લું જણાવી દો. તે સાંભળી સુંદરલાલ બોલ્યો—શું મેના

તમે પોતેજ છો ? તમે શું તારાને બાળી મુકી. મેનાં શું તમે ખરેખર કહો છો કે આ વાત ખરીજ છે અને તારા બળી ગઇ. મેના તમે મારી પ્રિયતમાને આ શું કર્યું. અરે તમે મારૂં સત્યાનાશ કાઢી નાંખ્યું. આ વાત સાંભળી મેના બોલી—પ્રાણનાથ ! મેં તેમ નથી કર્યું. આ તો કુદરતે તેને તેના અભિમાનનો સ્વાદ ચખાડયો છે. સુંદરલાલ—મેના ! શું તમે આ દુનિયામાં આજ સુધી પવિત્ર છો ? મેના—હા. અત્યાર સુધી આ દુનિયામાં હું પવિત્ર છું અને મરીશ ત્યાં લગી પણ એક તમારા સિવાય સૌથી પવિત્રજ રહીશ. માટે પ્રાણનાથ મારી સાથે લગ્ન કરી સંસાર વ્યવહાર ચલાવો. સુંદરલાલ—તારી આટલી ખાત્રી અને આટલા કાલાવાલા છે તો જા, હું તને વચન આપું છું કે તું તારાને સજીવન કરીશ, ત્યાર પછી હું તારી સાથે લગ્ન કરવા તૈયાર છું. મેના—થુંકેલું પાછું ચાટી શકાતું નથી, અને એકવાર મુખમાંથી નીકળેલા વચનો ફરી મુખમાં પેસતાં નથી. તેવીજ રીતે સતીનો શાપ પણ પાછો ફરી શકતો નથી. પ્રાણનાથ ! તેના કૃત્યનું તેને ફળ મળી ચુકયું છે. હું આપના ચરણકમલમાં મસ્તક મુકીને કહું છું કે હવે તે વાત એક બાજુપર મુકી દઇને મારી સાથે રાજીખુશીથી લગ્ન કરો કે જેથી ભવિષ્યમાં સુખ પામીએ જે વાત બનવાની હતી તે બની ગઇ છે. માટે તે બાબતનો શોક નહીં કરતાં આ કામ કરવા તૈયાર થઇ જાઓ. સુખી કરો અને સુખી થાઓ.

આ પ્રમાણે સુંદરલાલે મેનાની ઘણી રીતે પરીક્ષા કરી અને અન્તમાં તેને ખાત્રી થઇ. મનમાં વિચાર કર્યો કે તારા હવે ગુજરી ગઇ છે. તે વખતે એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી નહીં કરવાના બાધની શાસ્ત્રાધારે મનની કલ્પના હતી અને તે બાધ હતો, તે બાધ હવે રહ્યો નથી. મેનાનો પ્રેમ સાચો છે. આ કાર્ય માટે તેણે ઘણું ઘણું કષ્ટ વેઠયું છે. હવે તેની સાથે લગ્ન કરવા હું પ્રસન્ન છું. એમ પૂર્ણ રીતે વિચારો કરી બીજે દિવસે મેનાની સાથે લગ્ન કરવાનું નક્કી કરી પરસ્પર વચન લીધા બાદ હરખાતી હરખાતી પોતાને ઘેર ચાલી ગઇ.

મેનાના ચાલ્યા ગયા પછી ચંદ્રપુર જવાની તેને દિવસ ૧૫ ની વાર હતી. તેના કાગળને અને રૂપિયાને આજનાં પચીસ દિવસ થઇ ગયા છે. માટે રસીકને તેના કહેવા મુજબ ચંદ્રપુર નગરના સરનામે કાગળ લખું. અને બધું સંભાળી લખવા કરતાં કવિતાના રૂપમાં અને ટુંકાણમાં લખી મોકલાવું એ ઠીક જણાય છે. એમ ધારી નીચે પ્રમાણે કવિતા કાગળમાં લખી મોકલે છેઃ—

મારા વ્હાલા અને માયાળુ ભાઇ રસીક !

મુ:—ચંદ્રપુરના નગરમાં.

### લીધાં છોડી પિતા માતા—એ રાગ.

હું આવ્યો દેશ છોડીને, રહ્યો છું વંશ તોડીને,
ન માન્યું હાય માતાનુ, મેં જાણ્યું હાલ ભ્રાતાનું;
રહ્યો તો ટેકથી હુતો, આવ્યો હતો હોંશથી હુતો,
ન જાણ્યું દુઃખ મેં આનો, કરૂં શું હાય હે ભ્રાતો,
મેં જળ લીધું છે હાથેથી, મરૂં છું હાથ આથેથી;
દેશાવર દુર આવેથી, કર્યું છે દુઃખ જાતેથી.
કરી મેં નોકરી મોટી, આવીતી ખાદ એક મોટી,
વધ્યું તે કામ વાતેથી, લીધું મેં કામ માથેથી,
લીધાં મેં દામ જાતેથી, આપી'તી ખોટ ખાંતેથી;
કર્યો મેં ધંધો માથેથી, પડ્યો છે સોચ સાથેથી,
સટાથી સુખ માન્યું તું, ખોટથી દુઃખ માન્યું તું;
સટ્ટેથી દુઃખ વાધ્યું તું, શેઠે એ દુઃખ ટાળ્યુંતું.
સહ્યું મેં દુઃખ જાતેથી, કર્યું મેં કામ ખાંતેથી;
નાણાં શેઠે મુને દીધાં વ્યાજે, તે રૂપિઆ લીધા.
કર્યો મનમાં મેં ઊંડો વિચાર, ઠર્યો હું ત્યારથી લાચાર:
સુતો હું રોજ સાવધથી, આવી શેઠ પુત્રી પારખથી.
છુપી રીતે ફરી આવી, જુદી રીતે જરી ફાવી;
પુછ્યો મેં પ્રશ્ન પ્રીતિથી, દીધો જવાબ ચિતેથી.
કહ્યું કે બોલ કેમ આવી, તેથી તે ઝટ મન ફાવી;
પછી માગ્યું વચન હાથે, ન આપ્યું મેં કહી સાથે.
મરમથી મુજને બાંધ્યો, ખુશી થઇ વખ્ત તે સાધ્યો;
પછી વરવા તણો કીધો, પછી હું મનમાં બીધો.
કહ્યું મેં સાફ ખુલ્લેથી, ન માન્યું કયાંય ખુલ્લેથી;
પછી કાઢી મે તરછોડી, ન તે માની છે કરજોડી.
પછી મેં તેજ કારણથી, મુકી નોકરી તેજ કારણથી;
પછી ધીર રાખી ખુશીજી, રહ્યો હું નોકરી બીજી.
છતાં જક તેણે નવ મુકી, એ જક મુકી રહી ચુકી;
પછી મુજને લખ્યા તેણે દબાવી પાય ત્યાં તેણે.
લખ ને પત્ર મેં વાંચ્યો, પછી શેઠને આપ્યો;
શેઠે કહ્યું જાળવી રાખો, જઇને વાત ત્યાં ભાખો.
પછી વાલી તારા આવી, તેથી તે મુજને ફાવી;

તારાએ બોધ આપીને કહ્યો તો બોલ આપીને,
મેનાએ તે નહીં માન્યું તેથી મેં મનમાં જાણ્યું.
મેનાએ જુગ મન લીધું, લઈ નહીં કોઈને દીધું;
દીવસ એક દુઃખનો આવ્યો, તેથી તે મુને ગભરાવ્યો.
મેનાએ આપથી મારી, તારાને જાનથી બાળી;
પછી તેણે કહ્યું મુજને કરો, હવે લગન કે હો મુજને.
પછી મેં બીકથી કીધું, લગન તેની સાથે લીધું;
રેલો હું ટંકયો હું તો વદોંખું ખેદથી હુંતો.
હુંડી બીડી કર્યો વાલો, તે આવેથી થયો ઢીલો;
ન માગ્યું મેં કાંઈ નાણું, ના કાઢ્યું મેં કાંઈ કાણું,
કર્યો તેં મુજને લાચાર, ન આવ્યો તુજને વીચાર;
રૂપીઆ તુજને બીડું, ત્યારે મનમાં થશે ગીડું.
નભાવું ટેક હું મારો, પ્રભુ છે આશરો તારો,
રૂપીયા રોજ મોકલતો, કરી હું હેતથી કરતો.
વધારી હું જમા કરતો. પછીથી તે વીદા કરતો;
વીનયથી વાંચજે વાહાલા, લખ્યું છે ટુંકમાં લાલા,
કરૂં હું આબરૂ મોડી, અવરની આશ છે ખોટી.

લી.

તારા વહાલા ભ્રાત સુંદરના ઘટારત.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### મણીનું ગુણકાને ત્યાંથી ચાલાકીથી નીકળવું.

કુછદીલાલના ચારે દોસ્તદારોના ગયા પછી ગુણકાએ મણીને પુછવા માંડ્યું કે તમારૂં નામ શું? તમો ક્યાં રહો છો? અને તમે શી જાત છો? આ પ્રમાણે ગુણકાએ મણીને પુછવાથી મણી ધીમે સાદે બોલી-બહેન! હું મણીપુર રહું છું. મારૂં નામ મણી છે અને જાતની હું વણાંયણ છું, પણ આપ કોણ છો? અહીં શો ધંધો કરો છો? આ પ્રમાણેના પ્રશ્ન કરી મણી મનમાંને મનમાં વિચારવા લાગી કે આ કોણ હશે? અને મને કઈ જાતનું કામ કરવાનું ફરમાવશે? લાગે છે તો ગજાની રાણી જેવી તેમજ ઠાઠમાઠ અને સાહ્યબી પણ તેવીજ છે. હાય! મારે હવે આ ઠેકાણેથી શી રીતે છુટવું એ મુજબ વિચાર કરી રહી છે એટલામાં ગુણકા બોલી-તમે મને ઓળખી નહીં! અમારે ત્યાં હજારો સારા સારા માણસો આવે છે, અને ભલભલા

આબરૂદાર શેઠીયાઓ પણ આવે છે. અમે જાતે તો ગુણકા છીએ; પરન્તુ અમારામાં ગુણકા જેવો બીજો ડોળ નથી. એટલે તમે મને બરાબર નહીં ઓળખી હોય? આ રીતના ગુણકાના વચનો સાંભળી મણી વિચાર કરવા લાગી કે આને ચઢાવીને કામ લઇશું તો સત્વર કામ નિકળશે, નહી તો જન્મારો આ કેદખાનામાં ગાળવો પડશે. માટે લાવ તેને ચઢાવીને કામ કાઢી લઉં એમ મનમાં ધારી મણી ગુણકા પ્રત્યે કહેવા લાગી કે-હા બ્હેન! તમે લાગો છો રાણી જેવાજ. અને તમે સાહ્યબી પણ રાણીના કરતાં વધારે ભોગવો છો તમારી સાહ્યબી ઘણી મોટી જણાય છે અને મોટા ભાગ્યવાન લાગો છો.

આ પ્રમાણે મણી ગુણકા પ્રત્યે કહે છે એટલામાં એક જવાન પુરૂષ સોનેરી બુટ, કાળાં મોજાં, અને રેશમી કોરનું ચીપેલુ ધોતીયું, રેશમી ચળકતો કોટ, માથાઉપર વાંકી મુકેલી ઝોકની ટોપી, ચાંદીના હાથાની નાજુક લાકડી હાથમાં ધારણ કરેલી છે, એવો તે તરૂણ ધબડ ધબડ કરતો ગુણીકાને ત્યાં આવી ઉભો રહ્યો, ને ઉભો મારી લાકડીવતી દાદરને ખખડાવ્યો. એટલે હુકમ થતાંની સાથે એકદમ માળ ઉપર ચઢી આવ્યો. ગુણકા પણ તેની સાથે દાદર ઉપર ચઢી આવી અને આવેલા તરૂણ પુરૂષને કહેવા લાગી કે, આજે તમારા લાયક જોઇએ તેવું માણસ આવ્યુ છે, પણ તેના દામ તમને વધારે બેસશે તે ઉપરથી તે તરૂણ પુરૂષ બોલી ઉઠયો કે જેટલા દામ પડશે તેટલા આપવાને હું તૈયાર છું; પરંતુ તે સ્ત્રીનુ મુખ જોવાની મારે પહેલી જરૂર છે. આ સાભળી ગુણકા બોલી, આપ સામેના રૂમમા બેસો. હું તેની પાસે જઇ આવી તમને બોલાવું છુ. એમ કહી તે આવેલા તરૂણ પુરૂષને પાસના રૂમમાં મોકલી સાંકળ ચઢાવી દીધી, અને મણી પાસે આવીને તે બોલી-મણી! આજે મારી પાસે એક ભારે ઘરાક આવ્યુંછે. માટે તું એકદમ તૈયાર થઇ જા. અને કપડાંલત્તાં બરાબર પ્હેર નહીં તો તે માણસ રીસાઇને ચાલ્યો જશે ના મારો કમાણી જશે અને મને નુકશાન પહોંચશે. માટે મણી તું તૈયાર થઇ ને અને તે માણસની સાથે કામક્રીડા કરી તેનુ મન રંજન કર. મણી તું મારે ત્યાં રહીને સુખી થઇશ. હું તને દરરોજ મોજ કરાવીશ અને પ્રફુલિત રાખીશ. આ સાંભળી મણી તો પીળીપટ થઇ ગઇ અને મણીનુ લોહી ઉડી ગયું, ચહેરામા ઘણો ફેરફાર થઇ ગયો. તે બોલી આપ મને શુ કરવા માગો છો? આપ મને શુ કરવા ફરમાવો છો? આપ મને શુ કહો છો તે મારાથી બીલકુલ સમજી શકાતું નથી. આપ જે કહો છો તે મને પુરેપુરૂં ખુલ્લું કહી સમજાવો કે જેથી મને બરાબર સમ-

જાણુ પડે તે સાંભળી ગુણુકા બોલી અરે જારે ગાંડી એટલું પણ ના સમજી કે અમારે ત્યાં કરોડાધિપતિ શેઠ આવ્યા છે. તે શેઠ આપણા માગ્યા મુજબ રૂપિઆ આપવાના છે. તેમની સાથે રહીને તમારે સંસાર સુખનો લ્હાવો લેવાનો છે. મોજ માણવાની છે. કેમ હવે સમજે પડી? આ સભળી મણીને ઘણું ખોટું લાગ્યું. તે મનમાંને મનમાં વિચાર કરવા લાગી કે જો આ વખતે આની સાથે આનાકાની કરીશ અને લઢી બગાડીશ તો આ મારી ઉપર સખત જાપતો રાખશે. એવા સમયમાં આના પંજામાંથી મ્હારે છટકી જવાનું બનશે નહીં અને છુટું પણ થઇ શકાશે નહીં. તેમજ અહીં આખુ જીવતર સખતાઇમાં વીતાડવું પડશે માટે હાલમાં તો એને રાજી રાખી કળાથી મારૂં કામ કાઢી લેવું એજ વધારે સારૂં છે, એમ ધારી બોલવા લાગી—તમે કહો છો તે હું બરાબર સમજી છું. પરંતુ હું કહું તે યાદ રાખી આવેલા માણસને કહો. જુઓ એકતો મ્હારૂં મુખ જોવું હોય તો હું બે પ્રશ્ન પુછું છું તેના જો તે ખરા ઉત્તરો આપશે તો હું તેને મારૂં મુખ દેખાડવા ખુશી છું વળી તમારે તેની પાસેથી પૈસા કઢાવવા હોયતો એ બાબતમાં તમને કંઇ વધારે કહેવું પડે તેમ નથી. પરંતુ મારા બે પ્રશ્નોના જવાબ ખરા આપશે તો હું સમજીશ કે માણસ હુંશિયાર છે અને ત્યારેજ તેને મ્હોં દેખાડીશ. મારા પ્રશ્નો એ છે કે માન શાથી મળે? અને હેત—સ્નેહ—પ્રેમ શી રીતે વધે? આ બે પ્રશ્ન પુછજો. આ પ્રમાણે મણીનું કથન સાંભળી ગુણુકા હરખાતી હરખાતી સામેના રૂમમાં જ્યાં પેલો શેઠ બેઠો હતો ત્યાં ગઈ અને દરવાજો ઉઘાડી ઉપરના બે પ્રશ્નો તે તરૂણને પુછ્યા, એટલે તે યુવક વિચારમાં પડી ગયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ સ્ત્રી કોઇ વિદ્વાન છે. એમ સમજી કલાકેક મુગે મોઢે બેસી રહ્યો અને પછી નીચે પ્રમાણે તેણે તે બે સવાલોના જવાબ આપ્યા. પરમાર્થના કામ કરી આબરૂ મેળવવાથી જગતમાં માન મળે છે, અને દુઃખીઆઓનાં દુઃખ ટાળી સ્વચ્છ સ્વભાવે વર્તવાથી આ જગતમાં સ્નેહ-હેત વધે છે. આ તરુણ પુરૂષ ભણેલો અને હુંશિ-આર હતો. તેણે કાગળમાં બન્ને સવાલોના જવાબ ગુણુકા સાથે લખી મોકલ્યા. એટલે તે ગુણુકા મણી પાસે આવી અને તે જવાબ તેને આપ્યા. મણીએ તે જવાબો વાંચ્યા અને સમજી કે માણસ ખાનદાન છે તેને બોલાવવા કહી, મણી મનસાથે વિચાર કરવા લાગી કે આ પુરૂષ લાયક, લાયક તેમજ શાણો છે, અને મારી આ જાળમાંથી છુટવાની બારી પણ આ પુરૂષના હાથથી જ આવશે. એ વિચાર ચિત્તમાં નક્કી કર્યો. એટલામાં ગુણુકાએ આવેલા તરૂણ પુરૂષને મણી પાસે મોકલી પોતે નીચેના હોલમાં ચાલી ગઇ.

આ તરૂણ પુરૂષ મણી પાસે આવ્યો, તે વખતે મણી હિંચોળા ખાટ ઉપર બેઠી હતી. ત્યાં તરૂણ પુરૂષ આવીને મણીથી પાંચ ફુટ દુર પડેલી ખુરસી પર બેઠો એટલે મણીએ પુછ્યું. આપ અત્રે શા કારણથી પધાર્યા છો ? આ સવાલ સાંભળી તે યુવક વિસ્મય પામ્યો અને બોલ્યો. આપની સાથે કામક્રિડા કરવા માટે. મણી–વારૂ તેજ કારણથી પધાર્યા છો ને ? તરૂણ પુરૂષે હા એવો જવાબ વાળ્યો. મણી તે ઉપરથી અને તેજ કારણથી હું આપને પુછું છું કે આપ માન માગો છો કે હેત ? આ પ્રમાણેના મણીના વચનો સાંભળી તે યુવક એકદમ વિચારમાં પડી ગયો અને એકદમ ચકિત થઇ ગયો. અને મનમાં વિચાર કરવા લાગ્યો કે આ બેમાંથી મારે કયો જવાબ એને આપવો. અને શું કરવું. એટલા માટે મનમાં મોટો વિચાર થઇ પડયો. આ પ્રમાણે તે પુરૂષની વિચાર શકિત વધારે જોઇ મણી બોલી–કેમ, આપ આટલા બધા વિચારમાં પડી ગયા છો અને શા માટે જવાબ આપતા નથી ? આપ શા સારૂ ગભરાઓ છો ? આ બે સવાલોમાંની આપને ગમે તે કહો. અગર બન્નેની હા કહો અથવા બન્નેની ના કહો. આપની મરજીમાં આવે તે કહો. બોલો, શા વિચારમાં પડયા ? કેમ બોલતા નથી ? આ પ્રમાણે મણીના વાકયો સાંભળી તરૂણ પુરૂષ વિચાર રૂપ જાળમાં વધારે ગુંચવાયો, અને મનમાં વિચારવા લાગ્યો કે, જો માન માગીશ તો મને સારી ઉપમા આપી બોલાવશે. જો કદાચ હેત માગીશ તો મને ધારવા પ્રમાણે આ બાઇ તેના દેખાવપરથી કોઇ સારી આબરૂદાર છે અને ગુણકાના ઘરમાં ફસાઇ પડી છે, તેથી તે દુઃખી છે. એટલા માટે મારે મારા જવાબ પ્રમાણે વર્તી એનું દુઃખ ટાળવું પડશે અને સ્વચ્છ સ્વભાવે વર્તવુ પડશે. આમાં મારી ધારેલી મનોકામના રદ જશે. માટે મને તે વખતે આ પ્રમાણે વિચાર આવ્યો હોત તો હું એના સવાલના જવાબ પણ કદિ આપત નહીં, પરન્તુ હવે મારા જવાબે મારે બંધાવું પડે છે. માટે હવે તો ફકત ધારેલી મનોકામના દુર કરી, તેમને બન્ને સવાલોની હાજ કહેવી. આ બાઇને ગમે તેમ કરી દુઃખમાંથી મુકત કરવી અને માન તથા હેત લેવું માટે મારે તેને એમજ કહેવું સારૂં છે. એમ ધારી બોલ્યો. બાઇ ! મને માન અને હેત બન્ને જોઇએ છીએ. આ પ્રમાણે તે તરૂણ પુરૂષના શબ્દો સાંભળી મણીની છાતીમાં હિમ્મત આવી અને તે બોલી જુઓ, જ્યારે આપને માન અને હેત એ બન્ને જોઇએ છીએ, ત્યારે તો આપના આપેલા જવાબ પ્રમાણે માન અને હેત બન્ને લઇ લ્યો. આવું મણીનું બોલવું સાંભળી તરૂણ બોલ્યો– બ્હેન ! તું મારી ધર્મની બ્હેન છે. તારે માટે તું જે કહીશ તે હું

કરીશ અને તને જોઇતી પુરેપુરી મદદ કરીશ. બ્હેન ! તારે બીલકુલ મુંઝાવું નહીં. મને તમારી વીતક વાત અથથી ઇતિ સુધી કહી સંભળાવો. મણી–ભાઇ ! મારા ભરથારના નાનપણના વંઠી ગયેલા ચાર નિર્લજ્જ મિત્રોએ મને વગર વાંકે, સોગાઠે ઉપરથી ગાડીમાં નાંખી હજારો દુઃખો દઈ આ ગુણકાને ત્યાં રૂપિયા પાંચ હજાર સારૂ વેચી ગયા છે. અને પાંચ હજાર રૂપિયા લઇ તેઓ તુરત પસાર થઇ ગયા છે; પણ પરમાત્માની કૃપાથી હું હજુ સુધી પવિત્ર છું. માટે હે ધર્મબંધુ ! આ અબળાને આ ભયંકર દુઃખ દરિયામાંથી છોડાવશો અને પાતવ્રત ધર્મ સાચવવામાં મદદ કરશો તો આપને માન અને હેત એ બન્ને સદાકાળ મળતાં રહેશે. આ વાક્યો સાંભળી તે તરૂણ પુરૂષ બોલ્યો—જુઓ, આ નેતરની ખુરસી છે, અને વળી બાંટીએ ચાર સાડીઓ લટકાવેલી છે. હું આ ખુરસીને ચાર છેડે ચાર સાડીઓ બાંધું છું. અને ખુરસીમાં બેસાડી તમને પાછલી બારીએ ફાંસું છું. પાછળ નદી છે; પરન્તુ હું તમોને એવી રીતે ફાંસીશ કે ખુરસી નદીના પાણીને બિલકુલ અડવા પામશે નહીં. માટે બ્હેન ! મેં જે ઉપાય બતાવ્યો છે તે પ્રમાણે વરતજો. હું લોભીઅણુ અને અહંકારી ગુણકાને થોડા પૈસા આપી બજારમાં કાંઇ ચીજ લેવા મોકલી દઈશ. હું તેને બહાર કાઢીશ અને તેને એવળું સમજાવીશ કે હું મારા મિત્રોને લાવી આવુ છું. એમ કહીને મકાનને તાળું પણ તેનાજ હાથે વસાવીશ. ગમે તે ઉપાય કરીને તેને બહાર મોકલીશ. તે જાતે લોભી છે એટલે જરૂર તેમ કરવા કબુલ થશે. આમ થવાથી આપણને લાગ પણ સારો ફાવશે. એટલું કર્યા પછી હું તરતજ બારી નીચે નદિમાં નાવમાં બેસીને આવીશ અને તમને ઠેઠ તમારા ઘર સુધી વિદાય કરી પાછો વળીશ. વળી તે મારી પાસે તમારા જતા રહ્યાનો જવાબ માગશે તો છેવટે તમારા વેચાણના રૂપિયા તેને આપીશ. કહો બ્હેન ! હવે તમોને કાંઇ પણ જાતની હરકત છે? મણી–ના. તેમ કરશો તો કાંઇ હરકત નથી, અને એમાં આપણે બરાબર ફાવીશું. ભાઇ ! તમો હવે ઝટપટ ખુરસી વગેરે તૈયાર કરો. વખત ઘણો થઇ ગયો છે. કદાપિ જો તે વહેલી આવશે તો. વાત ખુલ્લી પડશે. માટે તાકીદથી બધું કામ કરો તો ઘણું સારૂં.

આ પ્રમાણે મણીનાં વચનો સાંભળી તે તરૂણ પુરૂષે ખુરસીને ચારે બાજુથી ચાર સાડીઓ બાંધી મણીને ખુરસીમાં બેસાડી બારીએથી નીચે ફાંસી ગુણકા પાસે આવ્યો. ગુણકાને કેટલાક રૂપિયા આપી કેટલીક જાત જાતની ચીજો લાવવાનું કહ્યું અને તેનાજ હાથે મકાનને તાળુ વસાવ્યું. બાદ ગુણકાને આડું સમજાવ્યું કે હું મારા

બીજા મિત્રોને બોલાવી લાવું છું. ગુણકાને બજાર તરફ વિદાય કરી અને પોતે મિત્રોનું બહાનું કાઢી એકદમ બારી પાસે આવી પહોંચ્યો. નદી ઘણી ઉંડી હતી. તેટલા માટે નાવવાળા સાથે બંદોબસ્ત કરી નાવ તે બારી પાસે લાવી મણીને નાવમાં લઇ લીધી અને નદીના કિનારા પાસે આવી બને ઉતરી પડયાં. બાદ તે તરૂણ પુરૂષ બોલ્યો—બેન! હું તને વિદાય કરવા તારા ઘર સુધી આવું છું. એમ કહી એક વહેલ મંગાવી તેનાં બંને જણ બેસી મણીપુર નગર તરફ જવા નીકળી પડયાં.

પ્રીય વાંચકો! આ તરૂણ પુરૂષ કોણ હતો? તે આપની જાણમાં નથી; પરંતુ એમ તો સમજાય છે કે તે કોઇ કુળવાન છોકરો છે. તે તે શહેરના શ્રીમંત ધનાઢય શેઠ કપૂરચંદનો છોકરો હતો. ભણેલો વિવેકી અને હુશિઆર તેમજ ધર્મિષ્ટ હતો.

---

## પ્રકરણ ૧૭ મું.

### રસીકની બદચાલથી થયેલી દુર્દશા.

રસીક મણીપુરથી નીકળી ચંદ્રપુર આવ્યો ને એકદમ પોતાની નોકરી પર ચઢી ગયો. છ માસ સુધી સારી દાનતથી નોકરી બજાવી તેવામાં તેને એક દુષ્ટ મિત્ર મળી ગયો. તે મિત્ર એટલો તો ખરાબ હતો કે તેણે રસીકને લાંચ ખાતાં શીખવાડયો. તેથી રસીક સુધરેલી ચાલતો હતો છતાં પણ પૈસાની આગળ ખરાબ મિત્રને લીધે પોતે પૂરી રીતે લાંચ ખાતાં શીખી ગયો હતો. રસિકનો દુષ્ટ મિત્ર લાંચનું નક્કી કરી લાવી તેને કહેતો અને રસીક તે લાંચ લઇ લાંચ આપનારને જીવાડતો અને પૂરેપૂરો તેના લાભમાં ઉતરતો. ખુશીથી લાંચ લેતો હતો. આ રીતે લગભગ બે વરસ સુધી રસીકે લાંચ ખાધી પણ તે વાતની સરકારને જાણ થઇ નહીં અને તે શું કરે છે તેની સરકારને બિલકુલ ખબર નહોતી.

એક દીવસે એવો બનાવ બન્યો કે એક ગામનો માણસ સરકાર પાસે એવી ફરિયાદ લઇ ગયો કે મારા સામા પક્ષવાળા પાસેથી રસીકે પોતાના મિત્ર મારફતે રૂપિયા પાંચસોની લાંચ ખાધી છે અને તે બાબતના સાક્ષીઓ મારી પાસે હાજર છે. આ પ્રમાણે ફરીયાદ થવાથી સરકાર રસીકલાલને અને તેના મિત્રને અને ફરીયાદીને તથા તેના સાક્ષીઓને પોતાની રૂબરૂમાં બોલાવી બધી હકીકતથી વાકેફ થયા છેવટે તેમાં સરકારના મનને ખાત્રી થઇ કે જરૂર રસીકલાલે લાંચ ખાધી છે. અને એના મિત્રે લાંચ ખાવામાં એને પૂરેપૂરી મદદ કરી છે. એવી પૂરેપૂરી ખાત્રી થવાથી એકદમ રસીકલાલને નોકરી ઉપરથી

બરતરફ કર્યો અને તેના ઘરમાંથી બધા રૂપિયા કહાડી જપ્ત કરી લીધા. લાંચ અપાવવામાં મદદ કરનારને તેના ઘરબાર લુંટી લઇ ગામ બહાર કાઢી મુક્યો. રસીકલાલ નોકરીથી બરતરફ થયા પછી તે શરમાઇને ઘરમાંજ રહેતો અને ફક્ત કામ પ્રસંગ સિવાય ઘરબ્હાર નીકળતો નહીં.

રસિકલાલને ભારે હોદ્દો મળવાથી સુધરેલી ચાલી મુકી દઇ છકી ગયો. સરકારની અને પરમાત્માની પણ દરકાર નહિ કરતાં બીનપરવાહથી લાંચ ખાતો અને ખરાબ માણસની સંગત થવાથી તેનું પરિણામ એવું ખરાબ આવ્યું કે, એક તો પોતે નોકરીથી બરતરફ થયો અને હોદ્દેદાર માણસને એક કોડીના માણસ થવું પડયું. તેનું કારણ તો ફક્ત દુષ્ટ મિત્રની મિત્રતા જ હતું. રસિકને નોકરી છોડયા પછી લાંચ ખાવાનો અને દુષ્ટ મિત્રની મિત્રતા કરવાનો ઘણો પસ્તાવો થતો હતો, દુષ્ટ મિત્રની મિત્રતા કરવાથી આ અનિષ્ટ પરિણામ આવ્યું એમ હવે તે બરોબર સમજ્યો હતો: પરંતુ બની ગયેલી હકીકતને હવે શી રીતે સુધારી શકે. તે સુધારવાનો તેને સ્વપ્નમાં પણ વિચાર નહોતો થતો. રસિકલાલના બધા રૂપિયા સરકારે ખુંચવી લીધા તેથી તે બ્હાવરો બની ગયો હતો. તેમજ આ વાતની સ્વચ્છંદીને ખબર પડી એટલે બીચારી સ્વચ્છંદી મનમાં ને મનમાં બળી જતી હતી. બીચારી સ્વચ્છંદીએ પોતાના પિતાની સાહ્યબી વખતે બીલકુલ તલભર માત્ર દુઃખ ભોગવ્યું નહતું એટલે તેને આ વખતે આવી પડેલું આ દુઃખ તેને મહાભારત જણાતું હતું. ઘરમાં એક પણ પૈસાની સગવડ નહતી. તેથી બન્ને જણા ઘણી મુઝવણમાં આવી જતા હતાં.

એક દિવસે રસિક પોતાની પથારીમાંથી ઉઠી બારણે બેસી દાતણ કરતો હતો. તે વખતે ટપાલવાળો રસિકલાલના નામનો કાગળ પ્રકરણ ૧૫ માં બતાવેલો લઇ આવ્યો. રસીકલાલનું નામ પુછી તે કાગળ તેને સોંપી દીધો. કાગળ ફોડીને વાંચ્યા. કાગળ વાંચી રસીક મનમાં ઘણો ખેદ કરવા લાગ્યો અને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે મારા કાગળથી બહુ દુઃખ લાગ્યું છે. તેથીજ આ પ્રમાણે કવિતામાં લખે છે. હું ભારે હોદ્દા ઉપર રહી મનમાં છલકાયો અને અભિમાન સાથે બાપને પણ ઠપકાનો કાગળ લખ્યો. ને મારી મુરખાઇ હતી પણ ખેર. થવાનું થઇ ગયું. હવે ઘેર જવાનું પણ સાધન નથી. ઘેર જાવું અને ત્યાં વાતની જાણ થાય તો મારા મૂર્ખાઇનાં ખાસડાં તનેજ પડવાનાં. ઘેર જવું યા ન જવું, શું કરવું, કયાં જવું, એ પ્રમાણે બેઠો બેઠો વિચાર કરે છે. છેવટે એ નિશ્ચય ઉપર આવ્યો. કે ગમે તેમ

થાઓ પણ ઘેર જવું એજ કલ્યાણકારી છે. એમ નક્કી કરી પોતાના ઘરખટલાનો સામાન એક વેપારીને પાંચસો રૂપિએ વેચ્યો. તે રૂપિયા લઇ પોતાની સ્ત્રી સ્વચ્છંદીને તૈયાર થવાનું કહી રસિક પશ્ચાતાપ કરવા લાગ્યો. ભારે હોદ્દો જવાથી રસીકને બહુ માઠું લાગતું હતું. પરંતુ તેનો કાંઈ પણ ઉપાય ચાલતો નહોતો. તેથી બંન્ને જણ પોતાના દિવસો દિલગીરીમાં કાઢતાં હતાં.

રસીકલાલના દુષ્ટ મિત્રનું નામ ખીમચંદ હતું. રસીક જ્યારથી નોકરીમાં રહ્યો ત્યારથી તેની સાથે મિત્રતા થઇ હતી તે ઘણો કંજુસ હતો. પોતાને હાથે એક પાઇ સરખી પણ ખર્ચ કરતો નહોતો અને બિલકુલ ધંધો સરખો પણ કરતો નહીં. ધધામાં ફક્ત એટલુંજ કરતો હતો કે રસીકને બે જણામાંથી હરમાઇ એક માણસ પાસેથી લાંચ અપાવી તેમા ભાગ પડાવી રાજી થતો હતો, તે આજ ધંધો કરતો હતો. રસીક હવે કંટાળ્યો અને છેવટે પોતાની આને તૈયાર કરી ઘેર જવાનું નક્કી કરી બન્નેજણ સ્ટેશનપર આવ્યાં અને ટીકીટો કરાવી ટ્રેનમાં બેસી પોતાના ઘર તરફ બન્ને રવાના થયા.

## પ્રકરણ ૧૮ મું.

### સુંદરલાલનું મેનાથી લગ્ન.

પ્રાતઃકાળનો સમય થયો છે. સુર્યનાં કીરણો ફુટી નીકળ્યાં છે. સેહેજ સેહેજ ટાઢ લેહેકો રહી છે. અરઘડાઓ નાદ કરી રહ્યા છે. મંજુરિઆઓ પોતપોતાના કામે ચાલી નીકળ્યા છે. શોખીન જીવડાઓ ડાઘીઆરો બગીઓ વગેરે લઈ હવા ખાવા નીકળી પડયા છે. તેવામાં મેના સુંદરના વાયદા પ્રમાણે લગ્ન કરવા માટે સુંદરલાલ પાસે આવી ઉભી રહી. મેના સુંદરલાલનને મોઢેથી કહેવા લાગી–પ્રાણપ્યાર આપના કહેવા મુજબ આપનો મુકરર કરેલો દીવસ અને મુકરર કરેલો વખત હાલ આવી પહોંચ્યો છે, દીવસ પણ ચોખ્ખો છે માટે કાંઇ પણ વ્હેમ દીલમાં લાવ્યા શિવાય પ્રફુલ્લિત મનથી મારી સાથે પાણી ગ્રહણ કરો અને આપ આ દાસીને સ્વીકારી લો કે જેથી આ દાસીને જન્મારાનું સુખ થાય. અંતે આપના દીવસો આનંદમાં જાય. પ્રાણનાથ હું તો આપને પ્રથમથી જ મારા અંતઃકરણથી વરી ચુકી છું. અને પ્રથમથીજ મેં આપના શિવાય બીજો ભરથાર કરવાના સોગન ખાધા છે, એ આપથી કાંઇ અજાણ નથી માટે પ્રાણનાથ તાકીદે આ દાસીને ગ્રહણ કરી આ દાસીનો જન્મારો સફળ કરો.

આ પ્રમાણે મેનાનું બોલવું સાંભળી સુંદરલાલ બોલ્યો, મેના! મારૂં બોલેલું વચન હું કદી નહિં ફેરવું. મેં તને આજનો દીવસ નકી કર્યો હતો તે કબુલ છે. તમારે જરા પણ ગભરાવું નહિં અને નિ-શ્ચિન્ત રહેવું હું હાલ તેજ તૈયારીમાં છું. મારી પ્રતિજ્ઞા હતી તે તો તેં પહેલેથીજ દુર કરી છે એટલે મારે તમારી સાથે પાણીગ્રહણ કર્યા શિવાય ચાલે તેમ નથી. હું કોઇ માણસને બ્રાહ્મણને બોલાવવા મોકલું છું અને થોડીવારમાં સર્વ નક્કી કરૂં છું.

એમ કહી એક માણસ પાસે બ્રાહ્મણને બોલાવ્યો. બાદ બ્રાહ્મણે સુંદરલાલનો અને મેનાનો હસ્તમેળાપ કરાવ્યો બાદ બ્રાહ્મણને દક્ષણા આપી વીદાય કર્યો. મેના તેજ દીવસથી સુંદરલાલની સાથેજ રહેવા લાગી અને પોતાની મનોકામના પુરી થવાથી મેના રોજથી હરદમ પ્રફુલિત રહેતી અને મનમાં આનંદ માનતી.

મેના જ્યારથી સુંદરલાલની સાથે રહેવા લાગી ત્યારથી સુંદર-લાલ વેપારમાં ઘણા પૈસા પેદા કરતો અને મેનાનાં પગલાં ઘરમાં થવાથી તેનાં પગલાં તે સારાં માનતો. સુંદર અને મેનાને એવી તો સરસ રીતે બનતું કે બંને જણાઓને એક પળ પણ છુટું પડવું ગમતું નહોતું. સુંદરની કીરતી આખા આફ્રીકા શેહેરમાં એવી સરસ ફેલાઇ હતી કે સુંદર સાથે વેપારીઓ કરોડ રૂપીઆનો વેહેવાર કરતા. વેપારીઓ તેની સાથે તેથી પણ વધારે વેપાર કર-વામાં બીલકુલ આંચકો ખાતા નહિ. સુંદરલાલની દીવસે દીવસે કી-રતી વધતી જવા લાગી અને આબરૂ સારી રીતે ફેલાવવા લાગી અને સર્વ વેપારીઓ સુંદરલાલને પુછીનેજ સોદો કરતા. સુંદરલાલ સર્વ વેપારીઓમાં શ્રેષ્ઠ કહેવાઇ ગયો હતો. મેના લગભગ સુંદરલાલ સાથે બે વરસ સુધી રહી ત્યાં સુધીમાં સુંદરલાલે એક કરોડ રૂપિયા પેદા કર્યા હતા અને જગમાં કીરતી સારી ફેલાઇ હતી. સુંદરલાલ વિ-વેકી, સાચો, ટેકીલો, શાહુકાર અને હુશીઆર કહેવાયા હતો. સુંદરલાલ મેનાની સાથે એક રાજા રાણી તરીકે માની તેની સાથે રહેતો હતો અને અથાગ સુખ માનતો હતો. સુંદરલાલને જુઠ બીલકુલ પ્રસન્ન નહોતી તેથી તે હરદમ સાચુંજ બોલતો અને સચાઇથીજ ચાલતો. પોતાનો વેહેપાર પણ સચાઇથીજ કરતો તેથી પ્રભુ તેને સારી પ્રાપ્તિ કરાવતાં હતાં. અને તેને હરદમ સુખી રાખતા સુંદરલાલ સચાઇથી ચાલી પોતાનો ધંધો કરી આનંદમાં દીવસ ગાળતો હતો.

એક દીવસ સુંદરલાલ પોતાના ઓરડામાં બેઠો બેઠો કેટલીક ચોપડીયો વાંચતો હતો. સુંદરલાલ કોઇ કામ વખત નવરો પડે તો ચોપડી વાંચવાનું કામ કરતો. તે શિવાય બીજું કાઇ કરતો નહિં.

ચોપડી વાંચતાં વાંચતા સુંદરલાલના મનમાં એમ આવ્યું કે હું દેશ-માંથી નીકળ્યો ત્યારે પ્રતિજ્ઞા લઇ નીકળ્યો હતો અને મેં એમ પ્રતિજ્ઞા લીધી હતી કે પિતા કરતાં ચાર ગણી આબરૂ અને ચારગણા પૈસા મેળવ્યા સિવાય દેશમાં જવું નહિ. એ પ્રમાણે મેં પ્રતિજ્ઞા લીધી છે માટે હાલ મને પ્રભુએ મારી પ્રતિજ્ઞા પ્રમાણે કીર્તી અને પૈસો સર્વ મેળવ્યો છે. મારે આ સમયે હવે ઘેર જવું એજ વધારે સારૂં છે એ પ્રમાણે પોતાના મનમાં વિચાર કર્યો એટલામાં તારા પોતાને યાદ આવી. એટલે તેના મનને ભારે ખેદ ઉત્પન્ન થવા લાગ્યો. ખેદ માત્ર એજ થવા લાગ્યો કે તારા ગુજરી ગઇ છે તેનો ત્યાં જઇ મારે શો જવાબ આપવો? તે તેના મનને ઘણો વિચાર થયો હતો. પોતે સાચા બોલો છે એટલે સાચી વાત કહ્યા વિના ચાલે નહીં અને સાચું કહે તો ભારે તકરાર થયા વિના રહેજ નહિ. તેથી તેના મનને હરદમ ચિંતા થવા લાગી. પોતાના અંતઃકરણમાં ચિન્તા હતી છતાં પણ તારા વિષેનો ખુલાસો સુંદરલાલે મેનાને પુછ્યો. એટલે મેનાએ સુંદરલાલને ઉત્તર આપ્યો. પ્રાણનાથ—આપ સાચું બોલો છો અને હું પણ સાચુંજ બોલું છું, મારે પણ જુઠું બોલવાની પ્રતીજ્ઞા છે. માટે પ્રાણનાથ ત્યાં આપને પુછે ત્યારે આપ ત્યાં બનેલી તમામ હકીકત ખરેખરી રીતે કહી દેજો. ખરૂં કહેવામાં આપણને કાંઇ પણ નુકશાન નથી. સાચાનો બેલી ઇશ્વર છે. સાચાને ઇશ્વર કાળી રાત્રે પણ સહાય કરે છે. માટે પ્રાણ જતાં પણ જુઠું તો નજ બોલવું. આ પ્રમાણે મેનાનું બોલવું સાંભળી સુંદરલાલને ખાત્રી થઇ કે મેના પણ મારા જેવીજ છે. એટલા માટે હિંમત ન હારતાં ત્યાં જઇ તારા વિષે સાચેસાચું કહી દેવું. એ વિચાર ધારી મેના અને સુંદરલાલ પોતાનો સૌ સામાન તથા પેદા કરેલા રૂપૈયા લઇ પોતાને દેશ જવા સારૂ તૈયાર થઇ ગયો. અને પોતે આફ્રીકામાં પોતાના ભારે ભારે વેપારીઓને મળી આવ્યો. વેપારીઓને પોતે પોતાને દેશ જવાનો છે એવું કહી માન સન્માન મેળવી પોતાને ઘેર આવ્યો.

સુંદરલાલના સ્વદેશ જવાના સમાચાર સાંભળી ગંગાધર શેઠ અને બીજા વેપારીઓ ઘણો ખેદ પામ્યા, પરન્તુ સુંદરલાલે તો સ્વદેશ જવાનું નક્કીજ કર્યું હતું. એને લઇને ગંગાધર શેઠ અને બીજા વેપારીઓને પાસેથી ઘણી આજીજીપૂર્વક રજા માગી. ગંગાધર શેઠને અને બીજા વેપારીઓને નક્કી ખાત્રી થઇ કે સુંદરલાલ દેશમાં ગયા સિવાય રહેવાનો નથી. એટલા માટે તેને ના નહીં કહેતાં આશીર્વાદ સાથે રજા આપવી એ વધારે સારૂં છે. એમ સમજી ગંગાધર શેઠે અને બીજા વેપારીઓએ મળી સુંદરલાલને એક પાઘડી આપી. તેમજ માન-

સન્માન પણ આપ્યું. ગંગાધર શેઠે તેનામાં ઘણા સારા ગુણો સમજી સુંદરલાલને એક વીંટી અને મેનાને તેના ટેક માટે એક અમૂલ્ય પોશાક ઇનામમાં આપ્યો. ફુલોની વૃષ્ટિ કરાવી, ફુલોના હાર પહેરાવી સુંદરલાલને અને મેનાને ટ્રેન સુધી મુકવા આવ્યા. ટ્રેનને ઉપડવાનો બાકી પા કલાક હતો એટલામાં સુંદરલાલ અને મેના ટ્રેનમાં બેસી ગયા. સહુ વેપારીઓ સુંદરલાલના દેશમાં જવાથી ખેદ પામી ગંગાધર શેઠ અને સૌ સજ્જનો ઘર તરફ પાછા ફર્યા.

## પ્રકરણ ૧૯ મું.

### કાન્તીલાલના સર્વ કુટુંબનો મેળાપ.

મણીને લઇને તે તરૂણ પુરૂષ મણીપુર નગર આવી પહોંચ્યો મણી તે પુરૂષને લઇ પોતાની મા માણેકબાઇની પાસે આવી. માણેક બાઇને મળી મણી ધુસકે ધુસકે રડવા મંડી. મણીને જોઇ માણેકબાઈ આનંદ પામ્યાં અને હરખાઇ ગયાં. એકદમ એક માણસને રતીકાન્તને તેડવા મોકલ્યો, અને મણીને બધી બિના પૂછવા લાગ્યાં. બહેન ! મણી તુ આટલા દિવસ ક્યાં હતી ? તારૂં શી રીતે થયું હતુ ? તારી સાથે આવેલ આ પુરૂષ કોણ છે ? આ પ્રમાણે માણેકબાઇનુ બોલવું સાંભળી મણી રોતી રોતી બોલીઃ–માજી ! મને કુછંદીલાલના ચાર મિત્રોએ ઉંચકી ગાડીમાં નાંખી સો ગાઉ દૂર એક ત્રિશાળ ગામમાં એક ગુણકાને ત્યા મને વેચી અને ફસાવી દીધી હતી; પરંતુ સારા નશીબે આ મારા ધર્મના ભાઇ ત્યાં આવી ચડયા અને તેઓ મને કેદખાનામાંથી મુક્ત કરી અહીં લાવ્યા છે. જો કદાચ મારા આ ધર્મના ભાઇ આવી ન મળ્યા હોત તો મારી દેહને અત્યંત દઃખો આવી પડત. પરંતુ પ્રભુએ સારૂં કર્યું છે. આ પ્રમાણે મણીનાં વચનો સાંભળી માણેક ડોસી ગભરાવા લાગ્યાં એટલે મણીએ તેને ધીરજ આપી છાની રાખી. માણેકબાઇ સર્વ બીનાથી વાકેફ થયાં. એટલામાં તેડવા મોકલેલુ માણસ રતીકાન્તને બોલાવી લાવ્યો. મણીને જોવાને રતીકાન્ત ઘણો આતુર હતો તેથી મણીના આવવાની વાત સાંભળી જેમ તેમ એકદમ માણેકબાઇ પાસે આવી પુછવા લાગ્યો, સાસુજી ! તે ક્યાં છે ? એ પ્રમાણે રતીકાન્ત પુછે છે એટલામાં મણી લાજ કાઢી આખું ઓઢે છે. માણેક-બાઇ રતીકાન્તને બધી વાતથી વાકેફ કરે છે. રતીકાન્ત કુછંદીલાલ ઉપર અત્યંત ગુસ્સે થઇ જાય છે અને કુછંદીલાલને મારવા માટે ... એક શરૂ બરાઇ આવે છે, એટલામાં ચંદ્રપુરથી નીકળેલો

રસીક વીલે મોઢે સ્વચ્છંદી સાથે આવી પહોંચ્યો. રસીક આ બનાવ જોઇ ગભરાઇ ગયો. પોતાનું દુઃખ તો અંતરથી ગયું નથી તે પહેલાં આ એક દુઃખ નજરે પડયું તેથી તે તો બીચારો લાચાર બની ગયો. આ પ્રમાણેનો રસીકનો ચહેરો અને પોશાક જોઇ માણેકબાઇ અને સર્વે માણસો વિસ્મય પામી ગયાં. રસીકને બનેલી હકીકત માણેકબાઇએ પુછી એટલે વીલે મોઢે સૌ હકીકત કહી બતાવી; તેથી માણેકબાઇ ઘણાં દીલગીર થયાં અને રસીક ઘણો શરમાઇ ગયો. મણીની હકીકતથી રસીક વાકેફ થયો અને મનમાં વિશેષ ખેદ પામવા લાગ્યો. માણેકબાઇએ આવેલા તે તરણ પુરૂષને પોતાના દીકરાની માફક ગણી પોતાને ઘેર રહેવા ઘણા કાલાવાલા કર્યા પરંતુ તે આબરૂદારનો છોકરો હોવાથી તેણે તેમની પાસે રહેવાનું પસંદ કર્યું નહી. તેથી માણેકબાઇએ તેને પંદર દિવસ મેમાન દાખલ રહેવાનું કહ્યું. તે ઉપરથી તે તરૂણ પુરૂષે મહા મુશીબતે ઘણી આજીજી કર્યાથી પંદર દિવસ રહેવાનું કબુલ કર્યું બાદ રતીકાન્ત જેલમાં ને જેલમાં કુજંદીલાલને ત્યાં તેનાં ફળ ચખાડવા માટે મોટી ડાંગ હાથમાં ઝાલી નીકળ્યો. એટલે માણેકબાઇએ મહામુશીબતે તેને રોકી રાખ્યો અને તેનો ક્રોધ સમાવ્યો. રતીકાન્તને પણ તેનો ક્રોધ સમાય ત્યાં સુધી પોતાની પાસે રાખવાનું નક્કી કરી રતીકાન્તને પણ ત્યાંજ રાખ્યો,

રસીકને આવે લગભગ એક અઠવાડીયું વીતી ગયું હતું, એટલામાં સુંદરલાલ મેનાને લેઇ પોતાને ઘેર આવ્યો. સુંદરલાલ ઘણે દિવસે પોતાને ઘેર આવેલો હોવાથી તેની આંખમાં એકદમ ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. સર્વે માણસો પોતાનાં એકઠાં થવાથી માણેકબાઇને તે દિવસ એક નવા જન્મારા તરીકેનો લાગતો હતો. માણેકબાઇનો અને મણીનો હર્ષ હૈયામાં સમાતો નહોતો. મણી મેનાને તારા સમજી આલીંગન દીધું હતું. તેથી તે તારા ભાભી, તારા ભાભી, કહી બોલવા લાગી. એટલે સુંદરલાલ ગભરાયો અને મનમાં વિચારવા લાગ્યો કે, આ વખતે મારે તારા માટે નીચું ઘાલવા જેવું થયું છે; પરંતુ પ્રભુને ગમ્યું તે ખરૂં. એમ ધારી મણીને કહેવા લાગ્યો કે, બહેન! તે નહોય. તારી ભાભીનું નામ મેના છે. તારી તારા ભાભીને તો તેની જકના પરિણામે સ્વર્ગ ગમનનો રસ્તો દેખાડયો છે. માટે બહેન! હાલ તો તું તે વાતને યાદ કરતી નહીં. મારૂં હૃદય ભરાઇ આવે છે. આવું સુંદરલાલનું બોલવું સાભળી મણી ચુપકીથી જેમને તેમ બેસી રહી. બાદ માણેકબાઇએ પોતાની તેમજ મણીની હકીકત અથથી ઇતિ સુધી કહી સંભળાવી, તેથી સુંદરલાલને ઘણો ખેદ પામવા

લાગ્યો. બાદ સુંદરલાલે પોતાની માતાને પોતે કમાઇ લાવેલા તમામ રૂપીઆ આપી પગે પડયો. અને કહેવા લાગ્યો માતાજી! તમારા પુણ્ય પ્રતાપે કરી આ તમારે બાળક આશીરવાદથી જે કાંઇ પેદા કરી લાવ્યો છે, તે આપણા ચરણમાં રજુ કરે છે. માણેકબાઇએ સુંદરના માથા-પર હાથ ફેરવ્યો. ત્યાર પછી સુંદરલાલે રસીકની હકીકત જાણી તેથી તે વિષે તેના મનમાં ઘણો ખેદ થવા લાગ્યો. પણ ખેદ નહીં કરતાં રસીક વિગેરેને પુરી હિંમત આપવા લાગ્યો.

માણેકબાઇને તેમજ મણીને તેમજ સર્વ માણસોને પુરી ખાત્રી થઇ કે સુંદરલાલે પોતાના પિતા કરતાં ચાર ગણી આબરૂ ને ચાર ગણો પૈસો બરોબર મેળવી આ દેશમાં પગ દીધો છે. તેથી સર્વેના મનને આનદ આનંદ થઇ ગયો.

સુંદરલાલ આવ્યા પછી પોતાનો વેપાર ધમધોકાર ચલાવતો અને પોતાના ભાઇને પોતાના વેપારમા પ્રવીણ કરતો. તેને ઘણો પ્રફુલ્લિત રાખતો. પેલા તરૂણ પુરૂષને જવાનો વખત થઇ જવાથી તેને સર્વ માણસો ગાડી સુધી વિદાય કરી સૌ પોતાને ઘર તરફ આવ્યા.

કાન્તિલાલના કુટુંબે સવ દુઃખ સહન કર્યુ તો આખરે કાન્તિ-લાલ કરતાં ઘણી સંપતિ અને ઘણી આબરૂ મળી અને સુખી થયા. રસિક પણ પૈસા તો કમાયો હતો. પણ નઠારી સોબત મળવાથી લાંચ ખાતાં શીખ્યો અને સહુ વૈભવને તથા હોદા ઉપર છીણી મુકી દીધી. સુંદરલાલ પોતાના ટેકમાં અને સાચમાં રહ્યો. હજારો દુઃખો સહન કર્યાં તો પ્રભુએ તેને ધીરજનાં ફળ સારાં આપ્યાં, સુંદરલાલે પોતાના ભાઇ રસીકના મ્હેણાનાં વચનો યાદ નહીં લાવતાં રોશ ન રાખ્યો, તેણે વેપારમાં હુંશિયાર બનાવી દીધો હતો અને હમેશાં પૈસા પેદા કરતો કર્યો હતો. સર્વે માણસો પોતાનાં મન સ્થિર રાખી આનંદમાં દિવસો ગાળવા લાગ્યા. પરમાત્માની કૃપાથી જગત્માં કીર્તિ પણ સારી ફેલાવા લાગી. ફરીવાર દુઃખના દિવસો આવ્યા નહીં આખા કુટુંબમાં આનંદ આનંદ છવાઇ રહ્યો અને સર્વ કુટુંબ સુખમાં દિવસો ગાળવા લાગ્યું.

**સંપુર્ણ.**

**પિશાચમંદિર**—ભા. ૧—૨ જો—આ નવલકથા એટલી તો હૃદયગ્રાહી અને ચમત્કારિક છે કે, પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતાજ વહેતી હોય એવો સહજ ભાસ થાય છે. વળી ગુજરાતી વાંચકોને વાંચવામાં વિશેષ સરળતા પડે એ માટે પ્રયોજકે મૂળ અંગ્રેજી વસ્તુસંકલનાને ઘણી કુશળતાથી ગુજરાતીમાં ઉતારી છે; આમ હોવાથી વાંચનાં બિલકુલ કંટાળો ઉપજવાનો ભય છે જ નહિ. અરણ્યમાં અત્યાચાર કિલ્લાનો ગમભેદ, ભયાનક યંત્ર, કેદમાં સપડાયેલી કુમારિકા, શ્વેત આકૃતિ,ચક્રયંત્રવાળું ભોંયરું, પ્રેમમંદિર કે પિશાચમંદિર ? વગેરે પ્રકરણો વાંચનાં આહાર નિદ્રાનું સર્વથા વિસ્મરણ થઈ જાય તેમ છે. આ નવલકથાના દરેક ભાગમાં **ફોટો ઝીંકોનાં પાંચ પાંચ મનોહર ચિત્રો આપેલાં છે.** બન્ને ભાગ જુદા બાંધેલા છે. પાકું પૂઠું, બન્ને ભાગ પૃષ્ઠ ૬૦૦ છતાં કિમ્મત દરેક ભાગની રૂ. ૨) મુજબ કુલ રૂ. ૪.

**આજકાલનું હિન્દુસ્તાન** અથવા પ્રાણહારક મૃગજળ—ભા. ૧—૨ ચાલુ સમયમાં ચાલતા નિંદ્ય સુધારા, ગાડીવાડીના વૈભવ ખાતર ગમે એવા શ્રીમંત પતિ મેળવવાની લાલસા, શ્રીમંતોનાં મૃત્યુ સમયે થતાં વીલના કલ્પનામાં પણ ન આવે એવા બનાવોથી ભરપુર નવલકથા. પ્રણયદર્શન, વિકાર અને વિવેક, સુધામાં હલાહલ, શરીફ બદમાશોની ટોળી, સત્યનિષ્ઠા, અબળાનું સાહસ, ભયંકર પ્રપંચજાળ, નિશાચરોનો ગૃહપ્રવેશ, ગુલાબની પ્રેમપત્રિકા, ભાગીરથીની ભયંકરતા, અધઃપાતનો આરંભ, કપિંજલાનો કાળ અને સુલોચનાની અદ્રશ્યતા વગેરે પ્રકરણો વાંચતાં તમે જુની આંખોએ નવીન તમાશો જ જોઇ શકશો. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૨૦, દરેક ભાગમાં **ચાર સુંદર ફોટોગ્રાફીક ચિત્રો** બન્ને ભાગનું પાકું રૂપેરી પૂઠું; છતાં કિંમત દરેકની ૧—૮—૦ કુલ રૂ. ૩)

---

**ભયંકર ભદ્ર** અથવા કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારમાટે—આ સંસારના ક્ષણભંગુર ભોગવિલાસની લાલસાથી મહત્વાકાંક્ષાના પ્રવાહમાં તણાઇને ક્ષુદ્ર માનવી પિશાચના દાસત્વને સ્વીકારીને આ જગતમાં કેવાં કમકમાટી ઉપજાવનારાં કુકૃત્યો કરે છે, અને જ્યારે પિશાચની નરકગર્ત્તામાં પડવાનો

પ્રસંગ તેમના નેત્રો સમક્ષ આવીને ઉભો રહે છે તે સમયે તેમની કેવી દયાજનક દુર્દશા થઇ જાય છે એનું જો તાદૃશ્ય શાબ્દિક ચિત્ર જોવું હોય તો તે કેવળ આ અદ્દભુત નવલકથામાં જ દેખાશે. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ ૩૦૦, રૂપેરી નામ તથા પાંચ સુંદર ફોટોગ્રાફિક ચિત્રોવાળી આ નવલકથાની કિં. માત્ર રૂ. ૨) છે. પો. માફ.

**નાદિરનો દોરદમામ** અથવા બાહુબળનું પરિણામ—સ્વર્ગવાસી અમૃત કેશવ નાયક તથા વિદ્યમાન ઠક્કુર નારાયણ વિસનજી કૃત. એક સાધારણ સિપાહી તરીકે ઇરાનના બાદશાહના સૈન્યમાં દાખલ થઇ ધીમે ધીમે આગળ વધી અંતે છળપ્રપંચ તથા અદ્વિતીય બાહુબળથી ઇરાનના બાદશાહ બની બેઠેલા અને ત્યાર પછી હિન્દુસ્તાનમાં આવી દિલ્હીમાં ‘ કત્લેઆમ ’ ચાલાવી દિલ્હીની મૂગલિયાત ‘ શહેનશાહના ’ પાયાને હમ્મેશને માટે ઢીલો કરી જનાર નાદિરશાહનું જીવનચરિત્ર આ ગ્રંથમાં એટલું અને એવું ઉત્તમતાથી વર્ણવાયું છે કે જાણે એક ઉત્કૃષ્ટ નવલકથા વાંચતા હોઇએ તેવો જ ભાસ થાયછે. ઉત્તમ કાગળ, ઉત્તમ બાઇન્ડીંગ ૨૫૦ પૃષ્ઠના ગ્રંથની કીંમત રૂ. ૨—૦—૦ પોસ્ટેજ જૂદું.

**મારી ભયંકર સંસારયાત્રા**—અથવા એક નિરાધાર અબળાનો આર્તનાદ ! આ સામાજિક નવલકથામાં સંસાર વ્યવહારમાં પ્રચલિત થઇ પડેલા કેટલાક વિષયોનું એવી શાસ્ત્રીય દૃષ્ટિથી અવલોકન કરવામાં આવ્યું છે કે, જેમાંથી ઘણું શીખવાનું મળી શકે તેમ છે. બાળવિધવાની હિન્દુ સમાજમાં કેવી શોચનીય સ્થિતિ છે, લગ્ન કોને કહેવાય છે, પુનર્લગ્નની ઉત્પત્તિ કેવી રીતે થઇ છે, જ્ઞાતિ હિત કેવી રીતે સાધી શકાય તથા જ્ઞાતિના સડાઓને કેવી રીતે દૂર કરી શકાય આદિ અનેક ઉપયોગી વિષયોની ચર્ચા આ નવલકથામાં ઘણી રસિકતાથી કરેલી છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૫૦, પાકું રૂપેરી પૂઠું; છતાં મૂલ્ય માત્ર રૂ ૨—૮—૦

### રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત રસિક નવલકથાઓ.

**કંગાલ કેદી** અથવા સ્નેહ—બંધન—ભાગ ૧—૨ આ નવલકથામાં સુખદુઃખના પડછાયા, સ્વામી સ્નેહજ્યોતિનું આદર્શ સાધુ-જીવન અને દૈવી પરોપકાર, હતભાગ્ય રંગનાથની સ્થિતિનું અને જીવનનું કલ્પના પણ ન કરી શકાય એવું અસંભવ પરિવર્તન, પોલિસ

અમલદારોની નિષ્ઠુરતા, સંપત્તિનો સદુપયોગ, નિરાધાર સ્નેહલતાના જીવનનો અકાળે આવેલો શોચનીય અંત, શાન્તિલતાના કષ્ટના પરિસીમા, અપૂર્વ વાત્સલ્ય સ્નેહ, કૃષ્ણલાલનાં કુટિલ કારસ્થાન. શ્રીમંતોની શઠતા અને વિલાસપ્રિયતા, નર્મદાની આશુહારક આશા, પ્રણય અને વિરહના આકર્ષણીય પ્રસંગો, પાપિષ્ઠા કાળિકાની કુટિલતા, સતી સાધ્વીની શીયળપ્રીત, આદિ અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ. દરેક ભાગમાં ચાર સુંદર ફોટોગ્રાફીક ચીત્રો, ચીકણા સફેદ કાગળ, બન્ને ભાગનું પાકું રૂપેરી પૂઠું: કીમત ભાગ ૧ લો રૂ ૧—૧૨—૦ ભાગ ૨ જો ર—૦—૦

## ભાગ્યદેવીની ભયંકરતા અથવા આદર્શ વિધવા—

આ નવલકથા એક સર્વોત્તમ બંગાળી નવલકથાનો અનુવાદ છે આ નવલકથા સમસ્ત હિન્દુસ્તાનમાં એટલી બધી લોકપ્રિય થઇ પડી છે કે, તેનું અંગ્રેજી, હિન્દુસ્તાની, વગેરે ભાષામાં પણ ભાષાંતર થયું છે. **ભાગ્યદેવીની ભયંકરતાથી** એક કંગાલ દીનદરિદ્ર કુટુંબને કેટલું બધું દુઃખ વેઠવું પડે છે તેનો આ નવલકથામાં ઘણો જ કરુણાજનક ચિતાર આપવામાં આવ્યો છે. સતીના જીવનનો હૃદયભેદક અંત, નિષ્ઠુર નરેન્દ્રનાથની પ્રબળ વિલાસવાસના, વિશ્વેશ્વરની સાધુતા અને પરોપકારિતા, લેણદારોનો જુલ્મ, કઠોર વૈધવ્યવ્રત, લગ્નને બદલે ચિંતા, સેવાધર્મ અને કર્ત્તવ્યમહિમા વગેરે વિષયોનુ શાબ્દિક ચિત્ર વાંચતાં વાંચતાં તમે અશ્રુજળને અટકાવી શકશો નહિ. મનુષ્યજીવનમાં કષ્ટની પરિસીમાનુ દર્શન કરવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૦૦, **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો,** પાકું રૂપેરી બાઇન્ડીંગ છતાં કિમ્મત માત્ર રૂ. ૧—૪—૦.

## મૃગલોચની અથવા માયા પ્રાબલ્ય

(સંપાદકઃ—રા. પ્ર૦ જા૦ ઠક્કર.) ભાગ ૧—૨—૩—૪ આ નવલકથા વાર્તા પ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. શુદ્ધ સ્નેહનું સ્વરૂપ સમજવું હોય, વફાદાર દોસ્તની દિલોજાન દોસ્તીનું દર્શન કરવું હોય, વેશધારીઓના કલ્પનામાં પણ ન ઉપજી શકે એવા અવનવા ચમત્કારોથી પરિચિત થવું હોય, વીરપુરુષોની વીરતા જોવી હોય તો આ નવલકથા અવશ્ય વાંચજો. પ્રેમિક પ્રેમિકાની વિયોગવ્યથાનો હૃદયવિદારક ચિતાર વાંચતાં તમે અશ્રુજળને અટકાવી શકશો નહિ. પ્રેમ, વિરહ,

મિલન, ચમત્કાર, કર્તવ્યનિષ્ઠા, દેશદ્રોહ, દેશભક્તિ વગેરે સઘળું આ નવલકથામાં છે. આ નવલકથા વાંચતાં તમે આહાર નિદ્રા પણ ભૂલી જશો અને તમારા મુખમાંથી વારંવાર 'વાહ વાહ'ના જ ઉદ્ગાર નીકળશે. આ નવલકથાની લોકપ્રિયતા અને રસિકતા માટે એટલું જ કહેવું બસ છે કે, ઉર્દૂ, હિંદી, નેપોલી, ઇંગ્રેજી આદિ દેશી વિદેશી ભાષાઓમાં આ નવલકથાની અત્યાર સુધીમાં લાખો નકલો વેચાઇ ગઈ છે અને હજી વેચાય છે. આજે જ મંગાવો. દરેક ભાગનું મૂલ્ય માત્ર રૂ. ૧—૮—૦ કુલ રૂ. ૬—૦—૦ પાકું રૂપેરી પૂઠું.

**કલંદરની કટાર** અથવા સંસાર ખાંડાની ધાર—નીચ અને શયતાન દોસ્તો કેવી દગાબાજીથી પોતાના દોસ્તનો ઘાત અથવા ખૂન કરે છે, સ્વાર્થને વખતે તેમનાં હૃદય કેવાં પાષાણ જેવાં બની જાય છે તથા અંતે એવા દુરાત્માઓની કેવી દુર્દશા થાય છે, કોમળ હૃદયની કામિનીઓ પ્રેમના માટે કેટલાં બધાં સાહસો વેઠીને જીવનનું બળિદાન આપવાની તૈયાર કરીને તે અન્ય પુરુષોના પ્રેમને સંપાદન કરે છે, તથા તે ઉપરાંત મહાત્માઓના ચમત્કાર, પિશાચોની પાપલીલા, પિતાએ પિશાચનું સ્વરૂપ ધારીને કન્યાને ભોંયમાં દટાવવી, દીવાનની દુષ્ટતા, પાપીનો ભયંકર જુલમ, જાસૂસોની બહાદુરી, શયતાની ચક્કર, ભોંયરામાંનાં ભેદ ભરેલાં કુકર્મો, છૂપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. મોટી સાઇઝનાં પૃષ્ઠ ૩૪૦ પાકું પૂઠું મૂલ્ય ૨—૦—૦

**સંતપ્ત શયતાન** અથવા કામાંધનાં કાળાંકામ—કામથી અંધ થયેલાં મનુષ્યો આ જગતમાં કયુ ભીષણ કાર્ય નથી કરી શકતાં ? જગતને ઠગવા માટે ધર્મનિકેતનો સ્થાપી પાપનો પ્રચાર કરનારા, મુખમાં રામ બગલમાં છુરી લઇ ફરનારા, હાથમાં માળા ગળામાં વિષની જવાળાને છૂપાવી રાખનારા, સત્યનો આડંબર ધારી કેવળ અસત્યનો જ વિસ્તાર કરનારા અને પોતાના દગાથી નિરપરાધી, સરળ અને ભોળાં માણસોનાં ગળાં રૈંસનારા આ પૃથ્વીપર અનેક મનુષ્યનામધારી પિશાચો પડેલા છે અને તેવા જ એક મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં એક ચિત્ર આલેખવામાં આવ્યું છે. પૃષ્ઠ ૪૦૦ મૂલ્ય ૧—૧૨—૦

**ભવાનીનો ભોગ** અથવા રજપૂતોનો શૌર્યમાર્ગ પ્રેમના પ્રતિસ્પર્ધામાં બે વીર બાળકો પોતાના પ્રાણુની આહુતિ આપવાને પણુ તૈયાર થઇ જાય છે. વીર અને ધર્મ-પરાયણુ રાજપૂતો પ્રતિજ્ઞાને માટે પોતાના જીવપર આવીને તલ્વારની બાજી ખેલે છે, પવિત્ર હૃદયા રાજપૂત બાળાઓ વીરતાને જ વરનારી હોય છે, પણ રૂપમાં મોહાંધ નથી થતી આદિ સર્વ બનાવો વાંચતાં પૂર્વ સમયના રાજપૂતોના ગૌરવનું સ્મરણ થઇ આવે છે અને આં-ખોમાંથી ચોધારાં આંસુ વહેવા માંડે છે. પૃષ્ઠ ૨૫૦ પાકું રૂપેરી પુઠું હોવા છતાં મૂલ્ય રૂ ૧—૪—૦

**ભેદી ખજાનો**—ડિટેક્ટીવોની ચાલાકી, ભેદમાંથી ભેદ પકડી પાડવાની દિલને હેરત પમાડનારી બહાદુરી, ચોરોની ચતુરાઇ. બબળાઓની અજાયબી ભરેલી ભૂલથાપ ખવડાવ-નારી બાહોશી વાંચતાં દિલ કમકમી ઉઠે છે. ખૂનપર ખૂન, જાસૂસ-પર જાસૂસ અને ચોરના પણ ચોર એવા એટલા બધા ભેદી બનાવો આ પુસ્તકમાં આબેહુબ રીતે લખેલા છે કે, ખુની કોણુ છે? ચોર કોણુ છે અને જાસુસ કોણુ છે, એ ઠેઠ આખર સુધી સમજાતું જ નથી. અરે એનો વિચાર પણુ મનમા આવી શકતો નથી. પાકું પુઠું પૃષ્ઠ ૪૦૦ મૂલ્ય ૨—૪—૦

**મહાકાળીનું ખડ્ગ**—પતિવ્રતા ભક્તિપ્રભાનો તેના સ્વામી પ્રત્યેનો અથાગ પ્રેમ, પતિપત્નીએ ઘોર અંધારી રાત્રે કાલિકા માતાનું દર્શન કરવા સ્મશાનમા જવુ, સ્મશાનમાં કાલિકા માતાની અદ્ભુત લીલા, માતાનું ભયંકર સ્વરૂપ અને સ્મશાનનો દેખાવ, માતાનું ખરૂ સ્વરૂપ ઓળખી નહિ શકવાથી ભક્તિપ્રભાએ કરેલી માતાની નિંદા અને તેના બદલામાં માતાએ આપેલો શાપ વગેરે ઘટનાઓ વાંચતાં વાંચકના મનમાં પુરાતનકાળની અનેક ભાવનાઓ ઉત્પન્ન થાય છે. પદ્મસિંહનો વિચિત્ર સુરતરંગ અને તે સુરતરંગમાં મૃગ અને મૃગલીનું મોહિત થઇ જવું, મદનપ્રભાની જાદુઇ શક્તિ અને તેમાં રહેલું ગુપ્ત રહસ્ય, વિક્રમસિંહનું પરાક્રમ અને તેની ઉદારતા, મહાકાળી માતાએ પ્રસન્ન થઇને આપેલું ખડ્ગ અને તેનો અદ્ભુત ચમત્કાર વગેરે બાબતો વાંચતાં વાંચકની ઉત્સુકતા અત્યંત વૃદ્ધિ પામતી જાય છે. પૃષ્ઠ ૨૫૦, ગ્લેજ કાગળ, સુંદર પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૨—૦—૦.

**કમનસીબ લીલા**—ફેશન આડંબરવાળી ઉચ્છૃંખલ સ્વેચ્છાચારિણી અબળા સાથે વિવાહ કરવાની પ્રાણહારક મહત્વાકાંક્ષા રાખનાર યુવકોની કેવી ખાનાખરાબી અને પાયમાલી થાય છે, પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે તેઓ કેવાં કમકમાટી ઉપજે એવાં કુટિલ કાર્યો કરે છે, સમજુ યુવકોનું શું કર્ત્તવ્ય છે, આદર્શ જીવન કેવું હોવું જોઇએ વગેરે અનેક સાંસારિક ઘટનાઓ તાદૃશ્ય દૃષ્ટિ સમક્ષ ઉભી જ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે સંયોગ વિયોગના પ્રસંગો, વિરહવેદના, પ્રેમની નિરાશા, સ્નેહમાં સંકટ વગેરે રસિક ચિત્તાકર્ષક વિષયોથી ભરપૂર. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ સંખ્યા ૨૮૦, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું રૂપેરી પુઠું; છતાં કિમ્મત માત્ર રૂ. ૧—૧૨—૦

**પંદરલાખપર પાણી.** મુંબઇના એક શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલો પંદર લાખ રૂપીઆનો વારસો ફક્ત બે વર્ષના ગાળામાં કેવી રીતે ઉડાવી નાંખ્યો ? તેનો અસરકારક અને આબેહુબ ચિતાર વાંચવા યોગ્ય છે. આ વાર્તા એક વાર વાંચવા લીધા પછી તે પૂરી કર્યા વિના પડતી મૂકયાનો હજુ એક પણ દાખલો બન્યો નથી. એજ તેનું મહત્વ બનાવે છે ! સુશોભિત પાકું પુઠું મુલ્ય રૂ. ૧-૮-૦

**બેગમમહાલ** અથવા **સુવિખ્યાત સ્મરણ મંદિર**-આ ઐતિહાસિક નવલકથાના વખાણના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી. પાઠક પાઠિકાઓ પોતાની દૃષ્ટિ સમક્ષ જ્વલન્ત અક્ષરે બાદશાહના વિલાસકાનન ઇન્દ્રભુવન તુલ્ય આગ્રાના બેગમમહાલને જોઇ શકશે. સર્વે પુનઃ શહેનશાહ જહાંગીર અને નૂરજહાનને પુનઃ આ નવલકથામાં પોતાનો ભાગ ભજવતાં જોઇ શકશે. જે બેગમની સમાધિ કિંવા કબરપર જગતનો અદ્વિતીય તાજ મહેલ બંધાયો છે તેના બાલ્યજીવનનો અદ્ભુત ઇતિહાસ કે જે હજી સુધી કોઇ પણ ગ્રંથમાં પ્રકાશિત થયો નથી તેનું આલેખન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. આગ્રાના દરબારમાં હમ્મેશાં જે કારસ્થાનો ચાલતાં હતાં. જે આકસ્મિક સંકટો ઉપસ્થિત થતાં હતાં, રાજપૂતોનું જે આધિપત્ય, માન, પ્રતિષ્ઠા હતું એ સર્વનો શાબ્દિક ચિતાર વાંચતાં આશ્ચર્યની સીમા રહેશે નહિ. સતી સાધ્વીનો સ્નેહ,

વફાદાર નોકરનો આત્મોત્સર્ગ, રણઘેલા રાજપૂતોના ચરિત્રનું મહત્વ, આદિ અનેક વિધ આકર્ષણીય વિષયવિવિધતાનો આ નવલકથામાં સમાવેશ થયેલો છે. પૃષ્ઠ સંખ્યા ૨૭૫ સુંદર છપાઇ, પાકું સોનેરી પુઠું, છતાં મૂલ્ય માત્ર રૂ. ૧—૮—૦ લખોઃ—

**અતિ ઉત્તમ ગ્રન્થ ! અદ્‌ભુત અદ્વિતીય ગ્રન્થ !**

**એક એક નકલ પ્રત્યેક ઘરમાં રહેવી જ જોઇએ! દરેક ગૃહસ્થે વાંચવુંજ જોઇએ.**

# કોકશાસ્ત્ર.

આ અમૂલ્ય અદ્વિતિય ગ્રન્થ સર્વોપરી છે. એમાં ઘણાં જુનાં જુનાં પુસ્તકો શોધીને યુવાન સ્ત્રી પુરુષોને અતિ ઉપયોગી થઈ પડે એવા ગુપ્ત વિષયો—દવાઓ પ્રકટ થયાં છે. એમાં સ્ત્રી પુરૂષની ચાર-જાત, તેમનાં લક્ષણ, કામદેવનાં રહેવાનાં સ્થળ, ગુપ્ત આસનોનાં વર્ણન, સંયોગ માટે તીથી વાર, નક્ષત્રનો વિચાર, અદ્‌ભુત વાજીકરણ, વશીકરણ પ્રયોગો, ગર્ભ રહેવાના ઉપાય, ગર્ભપાત—ગર્ભસ્ત્રાવની રામબાણ અનુભવસિદ્ધ દવાઓ, અનેક રોગો ઉપર ઉત્તમ ટુચકા, ઇચ્છાનુસાર પુત્રપુત્રી ઉત્પન્ન કરી શકાય એવા પ્રયોગો, પુરૂષ તથા સ્ત્રીનાં શુભ લક્ષણો, રજોદર્શન ફળ, રજસ્વલા કર્ત્તવ્ય, પુત્રપુત્રી થવાના દિવસો, ગર્ભપરીક્ષા, યુવાવસ્થા, વીર્ય પ્રભાવ, નપુંસકતા, તેને માટે અનેક ઔષધો, ધાતુની નિર્બળતા, તેની દવાઓ, સ્ત્રીના કમળના સોંદર્ય, ભાંગરાકલ્ક, દિવ્યદ્રષ્ટિ, વગેરે ઉપરાંત વૃદ્ધ ના થવાય તે માટે, ગર્ભિણીના અતિસાર માટે, બાળકોના રોગ માટે ઘણી અકસીર જુની ઔષધીઓ શોધીને પ્રકટ કરી છે. કિં. ૩—૦—૦

**રા. ચુનીલાલ વર્ધમાન શાહકૃત રસિક નવલકથાઓ.**

## લતા અને લલિતા ભાગ ૧—૨—૩—૪—

લતા અને લલિતા એ બ્હેનો હોવા છતાં જૂદા જૂદા રંગઢંગમાં અને જૂદા જૂદા સ્વભાવની માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ નવલકથામાં કરી શકાય છે. અંગ્રેજી કુમારિકાના પ્રેમદર્શનથી હિંદુ છોકરી ઉપર કેવી અસર થાય છે. કેળવાયેલા પુત્રને ચોક્કસ કુમારિકા સાથે પરણવાની ફરજ પાડનાર પિતા તેને

કેવું માઠું પરિણામ મેળવે છે અને રાજવંશીઓમાં કેવી કેવી ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ જોવામાં આવે છે એનો ઉત્તમ ચિતાર આપેલો છે. વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક છે અને ચારે ભાગોમાં સુંદર ફોટોગ્રાફીક ચીત્રો આપવામાં આવ્યાં છે. સુંદર છપાઈ, ઉંચા કાગળ, પાકું સોનેરી સુશોભિત પુઠું, દરેક ભાગનાં પૃષ્ઠ ૨૦૦. કિંમત દરેક ભાગની ૧—૦—૦ મજકુર રૂ. ૪—૦—૦

**દગાબાજ દુનિયા**—આ નવલકથાની વસ્તુસંકલના એવી તો અદ્ભુત, પરંતુ સંભવિત છે કે, પ્રત્યેક પૃષ્ઠે વાચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે પત્નીનું ગૂમ થવું, રેલ્વે ટ્રેનમાં સંન્યાસીના મૃતદેહનું તણાઇ આવવું, સાધ્વી સતી નિર્મળાનો દૈવી અને આદર્શ સ્વામીસ્નેહ, સંન્યાસીના જીવનનું ગુપ્ત રહસ્ય પાપનો પશ્ચાતાપ, માતાનસ્નેહ, લોકચર્ચા અથવા ગામડાનું ગેઝેટ, અખંડ નિરાશા, મારો પોટલે પુણ્યની ધુળ આદિ અનેક રસિક, ચમત્કારિક અને બોધક વિષયોથી ભરપુર, મોટા કદનાં પૃષ્ઠ લગભગ ૨૨૦ મનોહર છપાઇ, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો પાકું ચાયકોર્ગેની શોભાને એવું રમણીય પુઠું આ નવલકથાના ચિત્રો જોઇને તમે 'અપાર' હાસ્ય ઉત્પન્ન કરશે.

મૂલ્ય માત્ર રૂ. ૧—૮—૦ બાર્ગે જુ મગાવો.

## મહાત્મા કબીરની કાવ્યપ્રસાદી

**કબીર કાવ્ય**—આ પુસ્તક ફક્ત એક જ વાર વાંચવાથી વારંવાર વાંચવાની પ્રેરણા થાય એવો એમાં અદ્ભુત રસ છે. આમાં સામર્થ્યઅંગ, સ્મરણઅંગ, ચિતાવનીઅંગ, જીવનમૃતકઅંગ, કામઅંગ આદિ ૨૦ અંગ છે અને તે એકથી એક એવા અદ્ભુત છે કે તેનો ખરો ખ્યાલ વાંચવાથી જ થશે. સિવાય આમાં નીચે જણાવેલાં ત્રણ સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપેલાં છે (૧) કબીરને ગુરુની પ્રાપ્તી (૨) કબીરના અદ્ભુત ચમત્કારથી કાજી સાહેબે ચિડાઇ જઇ બાદશાહ મારફત કબીર સાહેબને બોલાવી તેમને લોઢાની પેટીમાં પુરી ઉપરથી મજબુત તાળું લગાડી તે પેટીને ઉંડા પાણીમાં ડુબાવી દેવી અને બીજી બાજુએ કબીર સાહેબનું સમાધિ અવસ્થામાં પાણીપર તરવું (૩) કમાલના મૃતદેહને બાદશાહની સમક્ષ મુર્દે ઉઠ કુદરતકે કમાલસે એમ કહી સજીવન કરવું વગેરે ચિત્રોના દેખાવ ખાસ જોવા લાયક છે. સર્વ સાધારણોની સગવડ ખાતર આ પુસ્તક ગુજરાતી અક્ષરમાં છપાવ્યું છે. કાગળ ગ્લેઝ ઉંચા, પાકા પુંઠા ઉપર કબીર સાહેબનો રૂપેરી વરખથી છાપેલો ફોટો. બાંધણી મજબુત હોવા છતાં કિંમત માત્ર રૂા. ૧ાા

